# સરસ્વતી ગ્રન્થમાલા







# પચાસ વર્ષ પછી—


લેખક

રામનારાયણ ના૦ પાઠક





ઉપોદ્‌ઘાતલેખક

રામનારાયણ વિ૦ પાઠક







પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

વર્ષ ૩

પુસ્તક ત્રેવીસ થી પચીસ

પુ૦ ૧ થી ૩

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: અમદાવાદ



પહેલી આવૃત્તિ

ભાદ્ર, ૧૯૮૭

કિંમત

| વાર્ષિક ફાળે | છૂટક |
| --- | --- |
| ૦–૧૦–૦ | ૧–૦–૦ |
| ટપાલખર્ચ માફ | ટપાલખર્ચ વધુ |

મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા : વસંત મુદ્રણાલય: ઘીકાંટા : અમદાવાદ

# આભાર

સાહિત્ય સોનારાઓમાં જેમની કસોટી આબાદ છે, એવા મુ૦ રામનારાયણભાઈએ આ પુસ્તકને પોતાની કસોટીએ કસી દેવાની કૃપા કરી છે તે માટે તેમનો આભાર માનું છું.

આ પુસ્તકની રચનામાં નિરંતર સહાય આપનાર, ગૂજરાતના 'અજ્ઞાત તપસ્વી' સાધુચરિત ચમનલાલ વૈષ્ણવનો ઉપકાર માનું છું.

પુસ્તકને પ્રસિદ્ધ કરવામાં અથાગ શ્રમ વેઠનાર સરસ્વતી ગ્રન્થમાળાના સંચાલક શ્રી. રણછોડજી મીસ્રીનો હું આભારી છું.

છેવટ, આ પુસ્તકમાં સાક્ષરી દૃષ્ટિએ જોતાં અનેક દોષો નજરે પડે છે, પરંતુ ગૂજરાતનો સાક્ષરવર્ગ તે સહી લેશે એવી આશા અને પ્રાર્થના છે.

રામનારાયણ ના૦ પાઠક

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧૨ | "હથિયારથી લડનારાની...નથી રહી" એ વાક્યની પહેલાં 'અમારે ત્યાં' એટલું ઉમેરો | |
| ૨૩ | ૧૦ | સારાં | સાદાં |
| ૨૮ | ૧ | પ્રજાને | પ્રજાઓને |
| ૩૧ | ૧૪ | ગયો | જતો |
| ૪૭ | ૧૦ | વિક્ટોરિયા, ન્યાંઝા | વિક્ટોરિયાન્યાંઝા |
| ૫૧ | ૧૫ | જેપી | જેવી |
| ૫૩ | ૫ | અથવા | માટે |
| ૫૮ | ૧૬ | મકુયા | મકુપા |
| ૫૯ | ૨૦ | " | " |
| ૬૫ | ૪ | ખદિમ | ખાદિમ |
| ૭૮ | ૧૫ | ધ્યાનથી | ધ્યાનની |
| ૮૧ | ૨૧ | ચાલતા | આવતા |
| ૧૦૪ | ૧૨ | શેખ | શેરખાં |
| ૧૩૪ | ૨૨ | છોઠી | છેડી |
| ૧૭૮ | ૧૪ | માથાના વચ્ચે | માથાની વચ્ચે |

[ આટલી અશુદ્ધિ માટે ક્ષમા કરી, કૃપા કરી થયેલી ભૂલો સુધારી લઇ પછી વાંચશો? વ્ય૦ ]

# ઉપોદ્ઘાત

આ વાર્તા માટે લખવાનું સ્વીકારું છું તે આ વાર્તાની માત્ર અપૂર્વતાને કારણે નહિ, પણ તેના લેખક સાથેના સંબંધને લીધે. એ સંબંધમાં પણ અમે બે એક ન્યાતના, એક કુટુંબના, એક ગોત્રના, એક ગામના છીએ એ સંબંધને લીધે નહિ, પણ અમે બે એક જ નામના છીએ તેને લીધે.

એકવાર અકસ્માત એક કેસમાં સાહેદી માટે જવાનું હતું. ઓચિંતુ સાંભળ્યું કે મને સાહેદીમાંથી કમી કર્યો ! કારણ એ કે રામનારાયણ તો બારડોલીની લડતમાં ગયેલ છે અને હવે સાહેદીમાં આવી શકશે નહિ ! ખરી રીતે એ રામનારાયણ હું નહિ પણ

આ વાર્તાના લેખક રામનારાયણ નાગરદાસ પાઠક હતા. કોઈ વાર રસ્તે જતો હોવું અને કોઇ અભિનન્દન આપે: "'કુમાર'માં તમારો લેખ ઘણો સારો આવ્યો હતો!" કોઇ વાર કોઈ ઓચિંતુ પૂછે: "આફ્રિકાથી ક્યારે પાછા આવ્યા?"

સૌથી મોટો ગોટાળો તો હમણાં થયો. હું ગયા ઓકટોબર માસમાં જેલની સજા પૂરી કરી બહાર નીકળ્યો. તે પછી થોડે જ દિવસે આ રામનારાયણ ના૦ પાઠક જેલમાં ગયા. વર્તમાનપત્રોવાળા, જેમને કદી લખવાની વસ્તુની ખોટ પડતી જ નથી, તેમણે એક અવાજે લખ્યું: રામનારાયણ વિશ્વનાથ પાઠક, ગૂજરાત વિદ્યાપીઠના માજી અધ્યાપક, 'પ્રસ્થાન'ના તંત્રી, જેઓ હમણાં જ જેલમાંથી છૂટ્યા છે, તેઓને વગેરે વગેરે. બીજી વાર કેદમાં જવાનું કોઈએ માન તો ન આપ્યું, પણ હું છૂટ્યો તે પ્રસંગ ઉપર જે જે મિત્રો મને પત્ર લખવાના હતા, તેમણે બધાએ લખવાનું માંડી વાળ્યું! સાહેદી આપવામાંથી બચી જાઉં, 'કુમાર'ના સુંદર લેખોના કર્તૃત્વનું માન મળે, આફ્રિકાના અનુભવનો આરોપ થાય, તેમાં તો કાંઈ ખાસ નુકસાન ન હતું, પણ મિત્રોના પત્રો તે પણ ખાસ કરીને જેલમાંથી છૂટ્યાના અભિનન્દનપત્રો અને મળવાનો પ્રસંગ જતો રહે, તો આ અંગ્રેજી રાજ્યના તારટપાલના કાયદા નાનપણમાં ગોખેલા તે બધા વ્યર્થ જાય ના! મને પહેલું તે વખતે લાગ્યું કે અમે બે જુદી વ્યક્તિઓ છીએ તે આ વાંચનારી આલમને પ્રસિદ્ધ રીતે બતાવી શકું તો સારું. એટલામાં આ પુસ્તક માટે લખવાનું આમન્ત્રણ મળ્યું. તે તરત સ્વીકારી લીધું. એક જ પુસ્તકમાં બન્નેનાં જુદાં જુદાં નામો આવે તો હવે પછી આ 'ભુલભુલૈયાં' ન થાય!

અને આ વાર્તાનો પરિચય કરાવતાં, વાર્તાના ગુણોને લીધે પણ મને હર્ષ જ થાય છે. આ વાર્તા અનેક દૃષ્ટિએ અપૂર્વ છે.

આવી વાર્તા આપણા સાહિત્યમાં તો પહેલી જ છે. અલબત, કોઈ માનવવૃત્તિનો ઉપહાસ કરવા, તે વૃત્તિનું વિકૃત સ્વરૂપ અત્યારે શક્ય ન હોય માટે, દૂરના ભવિષ્યમાં તેવું કલ્પીને તેના ઉપહાસની વાર્તા લખાઇ છે, પણ આ વાર્તા તેથી ભિન્ન પ્રકારની છે.

આ વાર્તા એક આદર્શ સમાજની કલ્પનાની છે. ઇંગ્લંડના સાહિત્યમાં યુટોપિયાની કલ્પના છે, પણ યુટોપિયા અત્યારે અવ્યવહારુના અર્થમાં કાલ્પનિક ગણાય છે, તેવી આ વાર્તા નથી. આ વાર્તા પ્રમાણે સમાજરચના વ્યવહારમાં શક્ય છે એવો તેના લેખકનો દાવો છે, અને એવું તેનું નિરૂપણ છે.

આવી વાર્તા સફળ થવા લેખકમાં બે ગુણો આવશ્યક છે: એક પોતાના આદર્શમાં શ્રદ્ધા, અને તે સાથે આદર્શને કલ્પનાથી મૂર્ત કરવાની શક્તિ. આ લેખકે આ બન્ને ગુણો બતાવ્યા છે. હિંસા, અપ્રમાણિકતા, અન્યાય, કુટિલતા, કાવાદાવા, ગોપન, વગેરે જે કેટલીક વસ્તુઓ રાજ્યપ્રકરણમાં અપરિહાર્ય ગણાતી આવી છે, તેનાથી રાજ્યપ્રકરણને શુદ્ધ રાખવાનો સમય આવી ગયો છે એમ ઘણા હાલના અગ્રગણ્ય વિચારકો માને છે અને કર્તાને પણ તેવી દૃઢ શ્રદ્ધા છે. એ શ્રદ્ધા નાનામાં નાની બાબતમાં પ્રતીત થાય છે. અને એ આદર્શને મૂર્ત કરવાની શક્તિ પણ લેખકે એવી સારી બતાવી છે કે આ સમાજની કેટલીક વ્યક્તિઓ આપણી આંખ આગળ જીવતી હરતી ફરતી આપણને દેખાય છે.

કહેવાની જરૂર નથી કે વાર્તાકારની શ્રદ્ધાનું પ્રભવસ્થાન મુખ્યત્વે પૂજ્ય ગાંધીજી છે. એમ જ હોય તેમાં નવાઈ નથી. વાર્તાકારે ગાંધીજીના ધ્યેયને પોતાનું સમસ્ત જીવન અર્પણ કરેલું છે. તેમણે કલ્પેલા સમાજના આંતરશાસનમાં જ માત્ર નહિ પણ પરરાષ્ટ્રો સાથેના સંબંધમાં પણ અહિંસાને સર્વોપરિ સ્થાન આપ્યું

છે. મિલકત સંબંધી ધોરણ, કેદખાનાંની વ્યવસ્થા જેવા વિષયોમાં લેખક ઉપર રશિયન સોવિયેટ સમાજવ્યવસ્થાની અસર થઇ હોય એમ જણાય છે. એમ હોય તોપણ આ વિચારો ગાંધીજીના વિચારો સાથે સુસંગત છે, એમાંના કેટલાક વિચારોનું ગાંધીજીના લખાણોમાં સૂચન પણ થયેલું છે. પણ બહોળો વેપાર, વિમાનોમાં વ્યવહાર વગેરેનાં ચિત્રોમાં ગાંધીજી કરતાં સોવિયેટ આદર્શની વધારે અસર હશે. તેમ છતાં કર્તા છેવટે તો ગાંધીજીના આદર્શને જ સ્થાપે છે. પુસ્તકના અંતના ભાગમાં શરદ યંત્રવાદના ધોંધાટની વિરુદ્ધ બોલે છે અને કહે છે કે "જ્યાંસુધી કારખાનાં હસ્તી ધરાવે છે ત્યાં-સુધી મજૂરોને ખરી સ્વતંત્રતા મળી છે એમ મારું મન કબૂલ કરતું નથી." આ 'હિંદ સ્વરાજ્ય'નું મંતવ્ય છે.

આવા આદર્શસમાજના ચિત્રણમાં, વ્યક્તિની સ્વાર્થવૃત્તિ અને બીજી કેટલીક અધમ વૃત્તિઓ કઇ રીતે શમી જઇને આ આદર્શ સમાજ શક્ય બન્યો એ પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય. પણ આપણે યાદ રાખવું જોઇએ કે લેખકનો હેતુ આદર્શ સમાજ દેખાડવાનો જ છે, તે ધ્યેયે પહોંચવાનો સંક્રાંતિકાળ બતાવવાનો નથી. એ બધી અધમ વૃત્તિઓનો વિચાર કરતાં, આવો સમાજ અશક્ય લાગે એ જુદો પ્રશ્ન છે પણ તેને આ વાર્તાના મૂળ ઉદ્દેશ સાથે સંબંધ નથી. અલબત, વાર્તાલેખકનું એટલું વક્તવ્ય છે જ કે સમાજને આ ધોરણે ઘડીએ તો વ્યક્તિની અધમ વૃત્તિઓ પછી ઊઠવા જ ન પામે. આવી માન્યતામાં માનવસ્વભાવની કેટલીક સંકુલતા, વિરૂપતા, વિકારિતા, કુટિલતા અને હઠીલાઈ ધ્યાન બહાર જાય છે એમ કહી શકાય. પણ તેનો જવાબ એ છે કે એ બધી હીનતા ગમે તેટલી સાચી હોય, તોપણ તે આ સિદ્ધાન્તો પ્રમાણે પ્રગતિ ન કરવાને પૂરતું કારણ નથી, અને એ બધાનો જો કદી કશો ઉપાય હોય તો તે આ શ્રદ્ધા ઉપર જ નિર્ભર છે. છતાં કહેવું

જોઈએ કે મનુષ્ય સ્વભાવની હીનતાનો લેખકને ઓછો પરિચય છે, પણ તે આ ઉત્સાહ અને શ્રદ્ધાના ચિત્રમાં ખોડરૂપ નથી.

લેખકનું વિદ્યાપીઠ અને છાત્રાલયનું ચિત્ર વધારે ગાઢ રંગે દોરેલું છે. લેખકનો કેળવણીકાર તરીકેનો અનુભવ અને આદર્શ તેમાં સુરેખ પ્રતીત થાય છે. અન્યત્ર કરતાં વિશેષ મનુષ્યસ્વભાવનું વૈચિત્ર્ય તેઓ આ કિશોર અને યુવકોના વિશ્વમાં બતાવી શક્યા છે. વિશેષ શું એમનું છાત્રાલયચિત્ર ગમે તેવી મોટી ઉંમરના માણસને પણ ઘડી પોતાના છાત્રજીવનમાં ફરી મહાલાવે તેવું છે. તેમનાં પાત્રોની પેઠે તેમના ચિત્રની રેખાએ રેખામાં તાજું જીવન તરવરી રહ્યું છે.

અને તેમના વિદ્યાપીઠમાં જે તાજગીવાળું જીવન છે તે જ તેમની આખી વાર્તામાં પણ છે. તેમની આખી વાર્તાનાં મુખ્ય કાર્યકર્તા પાત્રો વિદ્યાપીઠનાં યુવકો જ છે એમ કહીએ તો ચાલે. લેખકની કાલ્પનિક સૃષ્ટિમાં રાજ્યવ્યવસ્થાની કે એવી કોઇ દૃષ્ટિએ આપણે મતભેદ હોય છતાં તેમની વાર્તાના રસમાં એ મતભેદ ક્યાંઇ પણ અંતરાયભૂત થતો નથી. આખી વાર્તાનું વાતાવરણ યુવાનોના શુદ્ધ અમિશ્ર આનંદ ઉત્સાહ શ્રદ્ધા કાર્યપરતાના મહાન આંદોલને ઉલ્લસ્યા કરે છે. વાર્તાની શરૂઆતમાં વાસંતીદેવીને આઠને ટકોરે મોટરમાંથી ઊતરતાં જુઓ ત્યાંથી વાર્તાને અંતે વિજયી હિંદીઓનું વિમાન પાછું આફ્રિકાથી હિંદ તરફ આવવા સૂર્યનાં તેજ ઝીલવા ઊંચે ચઢે ત્યાં સુધી સતત જીવનનો ઉભરાતો આનંદ પથરાયેલો છે. બધાં પાત્રો જુવાન, સ્વાતંત્ર્ય મેળવવાના એક જ ઉદ્દેશથી પ્રેરાયેલાં છતાં સ્પષ્ટ રીતે ભિન્ન સ્વભાવવાળાં છે. ઉમારી, જરા પણ અન્યાય ન સહન કરી શકે તેવો તીખો, દૃઢનિશ્ચયી, બહાદુર, પ્રભાવશાળી અને વ્યવસ્થાકુશલ છે. તેને ઉશ્કેરાતાં વાર નથી લાગતી. રશિયાના ઝારના જુલમો જોયેલ બોલશેવિક પરિ-

વર્તકારો પણ એટલા જ હિંસાપર થયા, તેમ આફ્રિકાના દેશીઓ ઉપરનો ત્રાસ જોયેલ ઉમારી, હિંદનો અહિંસાનો દાખલો જોયા છતાં, અને હિંદની વિદ્યાપીઠમાં કેળવાયા છતાં, અહિંસક થઈ શકતો નથી. તેનું વર્તન પહેલેથી છેલ્લે સુધી એક સરખું સ્વાભાવિક છે. તેને સાથ આપનાર કૃષ્ણામ્મા લેખકનું લાક્ષણિક નિર્માણ ગણાવું જોઈએ. ગુજરાતી સાહિત્યનાં લાક્ષણિક સ્ત્રીપાત્રોની હરોળમાં તે બેસી શકે તેવી છે. નવું કરવાની શક્તિ, નિડર સ્વભાવ, રૂઢિથી કેવળ અસ્પૃષ્ટપણું, તરતબુદ્ધિ, સાહસિકતા, પૌરુષ અને તે સર્વ ગુણો સાથે સ્ત્રીની સ્વાભાવિક આકર્ષકતાથી આ પાત્ર મનોહર બનેલું છે. તે સિવાય હિંદમાં કેળવાયેલો, ઉમારી જેવો જ તીખો, દૃઢનિશ્ચયી, પણ હિંદના ખમીરનો શરદ પણ એટલો જ આકર્ષક છે. મોટી ઉંમરનાં પાત્રોમાં ઉમારીના પિતા હુસેન તરફ વાંચનારને પૂજ્યભાવ થયા વિના રહેશે નહિ.

બધાં પાત્રો ભરજુવાન અને સત્તાશાલી છે. છતાં આખી વાર્તામાં ક્યાંઇ કોઇના પ્રેમની કે લગ્નની વાત થતી નથી તે જોઇ આ પ્રેમૈકલક્ષી સાહિત્યના જમાનામાં કોઈ વાચકને નવાઇ લાગશે. દંપતી તરીકે વાસંતીદેવી અને જિતેંદ્ર બાબુ ધ્યાન ખેંચે પણ તે તેમના દૃઢ વ્યક્તિત્વને લીધે, દાંપત્યપ્રેમને લીધે નહિ. લેખકની ગાંધીજી માટેની શ્રદ્ધાથી અનુમાન કરી કોઇ કહે કે લેખકે ચોખલિયાવેડાથી વાર્તામાં આટલાં બધાં યુવાનો હોવા છતાં લગ્નપ્રેમ આવવા દીધો નથી. પણ તેમ નથી. લગ્ન ન કરાવવામાં લેખક પોતાની વાર્તાની કલાને અને ચિત્તશાસ્ત્રના નિયમોને વફાદાર રહ્યા છે. જે માણસનું સમસ્ત મન દેશસ્વાતન્ત્ર્યના સાહસને માટે તલસી રહ્યું હોય તે માણસના ચિત્તમાં દાંપત્યપ્રેમને બહુ અવકાશ હોતો નથી. આયર્લૅન્ડની મુક્તિના છેવટના યુદ્ધમાં સૌથી વધારે વીર્ય દર્શાવનાર યુવક માઇકેલ કૉલિન્સ વિશે તેનો ચરિત્રકાર લખે છે કે તેને સ્ત્રીનું

આકર્ષણુ જ નહોતું. એવી વ્યક્તિના સંબંધમાં લગ્ન એ આવશ્યક બનાવ નહિ પણ આકસ્મિક બનાવ છે. અને તેને અવકાશ નહિ આપવામાં લેખકે કશો જ કલાનો દોષ કરેલો નથી.

આદર્શના નિરૂપણને માટે લખેલ વાર્તામાં શબ્દોથી ઉપદેશ આપવા બેસી જવાનું પ્રલોભન ઘણું પ્રબળ છે. આ વાર્તામાં લેખક કોઇ જગાએ એવા પ્રલોભનને વશ થયેલ નથી. એટલું જ નહિ લેખક એ પ્રલોભનથી બહુ સહેલાઇથી દૂર રહી શક્યા છે. તેનું કારણ એ છે કે તેમનાં બધાં પાત્રો કાર્યપર યુવાનો છે. વાર્તાનું કાર્ય એટલા વેગથી આગળ ધપે છે કે વાર્તાલેખકને ઉપદેશ આપવાને અવકાશ જ રહેતો નથી. તેમનાં કાર્યો જ તેમનાં મંતવ્યો પૂરતી રીતે વ્યક્ત કરી બતાવે છે.

પાત્રો ઉત્સાહી સાહસિક યુવાનો છતાં કોઇ જગાએ વિવેક મર્યાદા કે સમતોલપણું ખોતાં નથી એ વાર્તાનો જેવો તેવો ગુણ નથી. ઉમારી અને કૃષ્ણા દેશ પરદેશમાં બહુ જ ડહાપણથી વર્તે છે. ઉમારી છેવટે લૂંટના વ્યૂહો ગોઠવે છે તેમાં પણ લોકોના જાનને માટે પૂરતી ચીવટ બતાવે છે. તેની એટલી ચીવટ છતાં ખૂનો થાય છે, તે હિંસાત્મક સાધનની આંતર અપૂર્ણતાનું જ નિદર્શન છે. છેવટે આફ્રિકાને સ્વરાજ્ય મળે છે ત્યારે પ્રજાસત્તાક રાજ્યમાં પરદેશી પ્રમુખ ન હોઇ શકે એમ કરી શરદ અને કૃષ્ણામ્મા તે સ્થાન આફ્રિકાના દેશીને આપે છે અને શરત નવા પ્રજાસત્તાકને મદદ કરવા ત્રણ વરસ બંધાય છે, તેમાં જેટલું સૌજન્ય તેટલું જ ડહાપણ અને દૂરંદેશિતા પણ છે.

આખી વાર્તાનું કાર્ય સ્વાભાવિક રીતે ચાલે છે. રાજ્યપ્રકરણશાસ્ત્રની દૃષ્ટિએ કોઇ તેમાં અમુક અસંભવિતતા શોધી શકે, પણ આ અહિંસક યુદ્ધો હજી ઇતિહાસમાં નવા જ પ્રયોગ છે, અને

રાજ્યપ્રકરણશાસ્ત્રને તેની ટીકા કરવાને કોઇ ખાસ અનુભવ નથી. વાર્તાને રસની દૃષ્ટિએ જોતાં આ વિષયનાં એવાં અંતરાય કરે તેવાં કોઇ સ્ખલનો જણાતાં નથી.

છેવટે લેખકની શૈલી વિશે પણ બે બોલ કહેવા જોઇએ. વાંચનાર જોઈ શકશે કે આ એક જ વાર્તા લેખકને અત્યારના નાનીમોટી વાર્તાના લેખકોની પંક્તિમાં અગત્યને સ્થાને બેસારવાને પૂરતી છે. વાર્તા જોતાં, તેમણે આફ્રિકાના અનુભવનો, ત્યાંનાં રીતભાત પરિસ્થિતિ વગેરેના અભ્યાસનો, આ વાર્તામાં ઘણો જ સફળ ઉપયોગ કર્યો છે. તેમની ભાષા વેગવાન અને વક્તવ્યને સીધું સચોટ રીતે કહેનારી છે. લાગણીનો દંભ કર્યા વિના, તેમ જ કોઈપણ જગાએ લાગણીજન્ય નિર્બળતા, જે અત્યારના સાહિત્યનો રોગ છે, તે બતાવ્યા વિના તેઓ પ્રબળ લાગણીવાળાં પાત્રો ચિતરી શક્યા છે. વસ્તુની અપૂર્વતા ઉપરાંત તેમણે શૈલીની લાક્ષણિકતાથી પણ પોતા માટે અલગ સ્થાન મેળવ્યું છે એમ કહેવાય. લેખક આપણને આવી બીજી પણ કૃતિઓ આપતા રહે એમ ઇચ્છી આ પુસ્તકને વાંચનાર વર્ગ સમક્ષ રજુ કરું છું.

૧૨–૯–૩૧ રામનારાયણ વિશ્વનાથ પાઠક



૧

# ઉમારીનો પત્ર

અંગ્રેજ સરકારે પોતાના પડતીકાળમાં બંધાવેલ નયા દિલ્હીમાં હિંદી પ્રજાસત્તાક સંઘનું મુખ્ય કાર્યાલય આવેલું છે. પચાસ પચાસ ચોમાસાં વરસી જવા છતાં મહાલયોની મજબૂતી કે સુંદરતા ઘટયાં નથી, એનો ભભકો જેવો ને તેવો જ છે.

ઘડિયાળમાં આઠના ટકોરા થયા અને કાર્યાલયના તમામ કારભારીઓ, પોતપોતાના કામમાં મશગૂલ થઈ ગયા. બરાબર તે જ વખતે વાસંતીદેવીની મોટર ગર્ભદ્વારમાં આવીને ઊભી રહી.

વાસંતીદેવી સ્ફૂર્તિથી નીચે ઊતરી, કાર્યાલયનાં પગથિયાં ચડવા લાગી. એનું વય અઠ્ઠાવીસ વર્ષનું હતું. એનું એકવડિયું શરીર વ્યાયામથી કસાયેલું હતું. એણે વારસામાં મળેલા સ્વરૂપવાન શરીરને પોતાના શીલથી તેજસ્વી બનાવ્યું હતું. સાદો પોશાક એના નમણા દેહને અનુરૂપ હતો. વાસંતીદેવીએ આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠની 'રાજકારણપારંગત' ની પદવી મેળવી હતી. બાળપણમાં વાસંતીની તીવ્ર બુદ્ધિ, કાર્યકુશળતા અને સ્વાભિમાની ખવાસ ઉપર રીઝી થઈને અધ્યાપકો કહેતાઃ " આ વાસંતી ભવિષ્યમાં ચાંદબીબી અને લક્ષ્મીબાઈ જેવી ઇતિહાસપ્રસિદ્ધ વીરાંગનાઓની હારમાં બેસે

તેવી થશે." જ્યારે પ્રજાસત્તાકના પ્રમુખે વાસંતીદેવીને સ્વદેશસચિવના માનભર્યા સ્થાને નીમી ત્યારે ઉપરનું ભવિષ્ય સાચું પડશે એમ સૌ માનવા લાગ્યા.

એ વરસની ટૂંક કારકિર્દીમાં વાસંતીદેવીએ પોતાની નિર્ણાયક બુદ્ધિ અને શિસ્તપાલનથી મંત્રીવર્ગને ચકિત કરી નાખ્યો, પોતાના નિખાલસ અને પ્રેમાળ સ્વભાવથી સહચારીઓનાં દિલ જીતી લીધાં. એના સતત ઉદ્યમીપણાથી સૌ શરમીંદા બન્યા હતા, એટલું જ નહિ પણ જગતભરના રાજપુરુષો એની બાહોશીનાં મુક્તકંઠે વખાણ કરતા હતા.

અત્યંત વાત્સલ્યથી સૌના નમસ્કાર ઝીલતી વાસંતીદેવી પોતાના ખાસ ઓરડામાં આવી ત્યારે નલિનીકાંત જરૂરી કાગળો જુદા તારવી ટેબલ પર ગોઠવતો હતો.

"નલિનભાઇ!" ઉતાવળ હોવા છતાં વાસંતીદેવીએ મીઠાશથી કહ્યું, "આજે નવ વાગે પરરાષ્ટ્ર મંત્રી મળવા આવવાના છે. માટે પહેલા, તાકીદના હોય એટલા જ કાગળો મને આપો."

"બહુ સારું" કહીને નલિનીકાંતે જુદા રાખેલા પાંચ–સાત કાગળો વાસંતીદેવીને આપ્યા. વાસંતી ઝપાટાબંધ કાગળો ઉપરનાં સરનામાં જોવા લાગી. એમાં એક પરદેશનો પત્ર હતો. સરનામું સાદું હતું:

શ્રીમતી વાસંતીદેવી ઠાકુર

સ્વદેશ સચિવ—પ્રજાસત્તાક સંઘ

નયા દિલ્હી

(હિંદુસ્તાન)

પરબીડિયા ઉપર મોકલનારનું નામ નહોતું, પરંતુ હસ્તાક્ષર પરિચિત હતા. બીજા પત્રો કોરે મૂકી વાસંતીએ કાગળ ફોડયો. બધાથી જુદો તરી નીકળનાર એ પત્ર, વાસંતીદેવીના આફ્રિકન સહાધ્યાયી ઉમારીનો હતો. કાગળમાં માત્ર ચાર જ લીટી લખી હતી:

"મારા જીવનના છેલ્લા મહાન કાર્યમાં હું તમારી-મિત્રાની સહાય માગું છું. ગંભીર બનાવની રાહ જોજો. કૃષ્ણાબહેન મજામાં.

ઉમારીના જાંબો.* "

કોઈને વહેમ ન જાય માટે આવા રહસ્યપૂર્ણ અને તાકીદના સમાચાર પણ ઉમારીએ પત્ર દ્વારા મોકલ્યા હતા. વાસંતીદેવી ઘડી-ભર વિચારમાં પડી ગઈ.

સામે લટકતી બે છબીઓમાં મનમાં ચાલતા વિચારોનું પ્રતિ-બિંબ જોતી હોય તેમ, વાસંતી એ તરફ અનિમેષ નજરે જોઈ રહી. એના મગજમાં વિચારો ઝપાટાબંધ આવ્યે જતા હતા. અભ્યાસ-કાળનો ઉમારી એની નજર સામે તરવા લાગ્યો. ઉમારીની દેશાભિમાનની વાતો એને યાદ આવી. લાલઘૂમ આંખોવાળો, વાત કરતાં મુઠ્ઠીઓ વાળી ઊભો થઇ જતો ઉમારી એને સાંભર્યો. એને યાદ આવ્યું કે 'ઉમારી લશ્કરી તાલીમ લેવા જતો હતો ત્યારે પોતે ઉમારી સાથે પ્રજાસત્તાકનાં કાર્યાલય જોવા આવી હતી. તે દિવસે સામે લટકતી આ બે છબીઓ આ જ જગ્યાએ લટકતી હતી. મહાત્માજીની દાંડીકૂચની સૌમ્ય મૂર્તિ જોઈ ઉમારી કંઈક બોલવા જતો હતો, ત્યાં એની નજર સ્વાતંત્ર્ય કાજે પોતાના દેહનું બલિદાન આપનાર સરદાર ભગતસિંહ ઉપર પડી અને તે અવાક્ થઈ ગયો હતો.' ભૂતકાળનું આ સ્મરણ તાજું થતાં વાસંતીએ નિસાસો મુકયો.

* જાંબો=સલામ

થોડી વારે તે બબડી: "જગતની પરાધીન પ્રજાઓને અહિંસાની ક્ષત્રિવટ અને અમોઘ શક્તિનું માહાત્મ્ય ક્યારે સમજાશે ?"

ઘડિયાળમાં સાડાઆઠનો ટકોરો થતાં તે વિચારનિદ્રામાંથી જાગી. ઉમારીનો પત્ર ખિસ્સામાં મૂકયો અને બીજા કાગળો વાંચવામાં ગુંથાઈ ગઈ.

---

૨

## જિતેંદ્રનાથ

**ન્યા** દિલ્હીથી વીસ માઇલ દૂર, માઇલો સુધી લંબાએલાં હરિયાળાં ખેતરો વચ્ચે, સહેજ ઉંચાણમાં એક બેઠા ઘાટનો, સાદો અને સુંદર આવાસ બાંધેલો છે. ચોમેર હાથે કોરીને બનાવેલો કળામય બગીચો ખીલી રહ્યો છે. બગીચાનાં રંગબેરંગી ફૂલ વાતાવરણમાં સુવાસ પસરાવી રહ્યાં છે. સુંદર આવાસ બંધાવનાર, બગીચો કોરનાર અને સામે પડેલા સાત વીઘાંના ખેતરનો ખેડનાર જિતેંદ્રનાથ ઠાકૂર ઓટલા પર ઊભો છે.

ગોઠણપુર ક્યારામાં આંટો મારી તે હમણાં જ પાછો ફર્યો છે. માત્ર ચડ્ડી અને બાંડિયાભર છે. ત્રીસ પૂરાં થયાં છતાં જિતેંદ્ર વીસ વર્ષનો પહેલવાન લાગે છે. એના કસરતી શરીરમાં હાડકું ક્યાંય દેખાતું નથી. જ્યારે 'તત્ત્વજ્ઞાનપારંગત'ની પરીક્ષા પસાર કરી ત્યારે એની બુદ્ધિપ્રતિભાની હરિફાઈ કરતું સુડોળ શરીર જોઇ કુલપતિ મુગ્ધ થયા હતા.

જિતેંદ્ર ખેતીવાડી કામનો શોખીન હતો. એના કવિ પિતાની લેખિનીમાંથી કૃષિકારોની કથાઓ ટપકી હતી. જાણે પિતાનું સ્વપ્ન સિદ્ધ કરતો હોય તેમ જિતેંદ્રનાથ અભ્યાસ પૂરો થતાં જ ગોરખપુર

આવ્યો. ગોરખપુર દિલ્હીથી વીસ માઇલ હતું. જિંદગીનાં દશ વર્ષ જેમાં ગાળ્યાં તે આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ પણ પડોશમાં જ હતી. ગોરખપુરની ગ્રામપંચાયત સમસ્ત ભારતવર્ષના ગ્રામપુનર્ઘટના વિભાગના બંધારણ પ્રમાણે સ્થપાયેલ હતું. એ બંધારણ અનુસાર ગોરખપુરની બધી જમીન ગામના ખેડૂતોના પ્રમાણમાં ખેડવા માટે આપવામાં આવતી. વરસને અંતે ઉપજ ગ્રામપંચાયતને સુપરત કરવામાં આવતી. પછી દરેક ખેડૂતને ખેડના પ્રમાણમાં અનાજ વગેરે પાક વહેંચી આપવામાં આવતો. તમામ જમીનની માલિકી વ્યક્તિની નહિ પણ ગ્રામપંચાયતની હતી. એક ખેડૂતને પોતાના નિર્વાહ માટે ઓછામાં ઓછી કેટલી જમીન આવશ્યક ગણાય તે ગ્રામપંચાયત નક્કી કરતું. અને તે ધોરણ પ્રમાણે જેટલા માણસો ખેતી કરવા માટે તૈયાર થતા તેમને ગામની જમીન ખેતી કરવા માટે વહેંચી આપવામાં આવતી. જનસંખ્યાના પ્રમાણમાં પૂરતી જમીન ન હોવાને કારણે જો કોઇ જમીન વિના રહી જતા તો તેમને બીજા ઉદ્યોગ-ધંધા પૂરા પાડવાની ફરજ પંચાયતની રહેતી.

પોતાના કુટુંબમાં જિતેંદ્રનાથ એકલો ખેડનાર હોવાથી તેને ભાગે સાત વીઘાં જમીન ખેડવાની આવી હતી. પોતાની બુદ્ધિશક્તિ વાપરીને એણે જમીનને ફળદ્રુપ બનાવી હતી.

જિતેંદ્રનાથ ત્રણ કલાકની સખત મજૂરી પછી ઓટલે આવી ઊભો ત્યાં વાસંતીદેવીની મોટરનું ભૂંગળું વાગ્યું. મોટરમાંથી ઊતરતાં જ વાસંતીએ કહ્યું: "ચાલો, આજે તો હોજમાં નાહવા જઇએ."

"હોજ સાફ થાય છે; કાલે જઈશું."

"કેમ, કાંઈ બહુ થાકેલા જણાઓ છો?"

"ના, ના; એવું કાંઇ નથી. આજે થોડા ક્યારા સાફ કર્યા."

"પરસેવે રેબઝેબ થઇ ગયા છો ને?"

"પરસેવો તો વળે. હમણાં કૂવે જઇ નાહી લઇશ એટલે શરીર હળવું ફૂલ થઇ જશે."

"હું પણ કૂવે નાહવા આવું છું."

"જલદી આવી પહોંચો" કહી જિતેંદ્ર કૂવે ચાલ્યો.

વાસંતી ઘરમાં આવી જુએ તો નાનકડો પ્રમોદ કોઈ મોટ: પંડિતની માફક ગંભીર મુખમુદ્રા રાખી "**नवी दुनिया**" નાં ચિત્રો જુએ છે. એના રંગમાં ભંગ ન પડાવવો જોઇએ એમ જાણતી હતી છતાં હેતના ઊભરાથી વાસંતીએ દોડીને પ્રમોદની આંખે હાથ દાબ્યા. પ્રમોદે ચમકીને હાથ છોડાવવાનો પ્રયત્ન કર્યો પણ લાચાર. વાસંતીના માથા ઉપર અને હાથ ઉપર એણે હાથ ફેરવી જોયો, પણ જૂના જમાના પ્રમાણે ચોટલો કે ચૂડી કંઈ હાથ ન લાગ્યું. પ્રમોદ ભોંઠો પડયો. વાસંતીએ પરાણે હસવું દબાવ્યું.

"છોડ છોડ, કોણ છે?" એમ બરાડા પાડતા પ્રમોદનો હાથ એકાએક વાસંતીના મોઢા પર પડયો. અમેરિકાનો કિનારો દેખાતાં કોલંબસે જેટલો હર્ષનાદ કર્યો હશે તેટલા હર્ષનાદથી પ્રમોદ ગરજી ઊઠયોઃ "વાસુબા છે, છોડો." મૂછોને અભાવે પકડાઈ ગયેલી માતાએ વહાલથી પ્રમોદને ઊંચકી લીધો.

"કેમ પકડી પાડયાં ને! મોટાં આંખો દબાવવા આવ્યાં'તાં?"

"હા ભાઇ, તેં પકડી પાડયાં. ચાલ, તારે નાહવા આવવું છેને? જિતુબાબુ રાહ જોતા હશે."

"ચાલો, પણ હું મારી મેળે નાહીશ હો બા!"

"સારું ચાલ."

માદીકરો કૂવે આવ્યાં ત્યારે પંપ ખોટકાઈ જવાથી જિતેંદ્ર હાથે ખેંચીને ટાંકી ભરતો હતો. વાસંતીદેવીએ આવતાં વેંત જિતેંદ્રના થાકેલા હાથમાંથી દોરડું લઇ લીધું. જિતેંદ્ર નાહવા બેઠો.

"તેં આજનું છાપું વાંચ્યું કે વાસંતી ?" નાહવાની શરૂઆત કરતાં જિતેંદ્રે પૂછ્યું.

"કેમ, કાંઇ ખાસ નવીન છે ?"

"આફ્રિકામાં હિંસક બળવો ફાટી નીકળવાના સમાચાર આવ્યા છે."

"હોય નહિ !" ખોટું આશ્ચર્ય બતાવતાં વાસંતીએ કહ્યું. ઉમારીનું નામ એને હોઠે આવીને પાછું વળી ગયું. પરંતુ જિતેંદ્ર મોઢાના ભાવ પરથી એના મનની વાત કળી ગયો.

"તું મોટી સ્વદેશસચિવ થઇને આટલી વાત ન જાણતી હો તે કેમ બને ?"

"જાણું છું, પણ પાયાદાર ખબર......"

વાસંતીનું વાકય ન સાંભળ્યું હોય તેમ જિતેંદ્રે પોતાની ધૂનમાં આગળ ચલાવ્યું: "હજી પણ હિંસાને માર્ગે સ્વાતંત્ર્ય જલદી મેળવી શકાય એમ માનનારા પડ્યા છે, એ નવાઇની વાત કહેવાય !"

"નવાઇની તો ન કહેવાય !"

"કેમ નહિ ? યુરોપના મૂડીવાદીઓ સામે સામ્યવાદીઓએ અહિંસાનો જ માર્ગ ગ્રહણ કર્યો, અમેરિકામાં એ જ માર્ગે માથું ઊંચકવા સામ્યવાદી જુવાનો તૈયાર થઇ બેઠા છે..."

"પણ આફ્રિકાની વાત જુદી છે" પોતાના મિત્રનો અંદરખાનેથી બચાવ કરતાં વાસંતીએ કહ્યું.

"જુદી કેમ ?"

"આફ્રિકા હજી થોડો ઘણો જંગલી મુલક ગણાય. અને અમને રાજકારણવાળાઓને તો હજી ઊંડે ઊંડે એમ શંકા રહે છે કે જગતમાંથી તદ્દન હિંસા નિર્મૂળ કેમ થશે ?"

"થશે થશે. હવે ઝાઝી વાર નથી." ભવિષ્ય ભાખતો હોય તેમ જિતેંદ્ર દૃઢતાથી બોલ્યો.

"આફ્રિકાવાળા શું કરે છે તે જોવાનું છે," વાસંતીની શંકા કાયમ રહી.

ત્રણે જણ નાહીને ઘેર પહોંચ્યાં ત્યારે સુમિત્રાએ થાળીઓ તૈયાર રાખી હતી. જમતાં જમતાં પણ એ જ વાતો ચાલ્યા કરી. વચ્ચે પ્રમોદ જરા દખલ કરતો હતો. જમીને ઊઠતાં જિતેંદ્રે કહ્યું: "આપણા વિદ્યાલયના આફ્રિકન અધ્યાપકો અને વિદ્યાર્થીઓમાં ચર્ચા ચાલી રહી છે. જોઇએ શું પરિણામ આવે છે."

વાત વાતમાં એકનો ટકોરો થયો અને વાસંતીની મોટર લીલાં ખેતરો વચ્ચે થઈને નયા દિલ્હીને રસ્તે ચાલી ગઈ.

---

## ૩

## ગોરખપુર

ગોરખપુર ત્રણસો ઘરનું ગામડું: સિત્તેર ફૂટ પહોળા રસ્તા: રસ્તાની બન્ને બાજુ એક માળનાં રૂપાળાં પાકાં મકાન: દર ત્રણ મકાને ફરતો નાનકડો બગીચો: નવ ઘર મૂકો એટલે ચાર રસ્તા ભેગા થાય: રસ્તાની વચ્ચોવચ ઘટાદાર ગુલ્મોર: ગુલ્મોરની છાયા રસ્તાનું તાપથી રક્ષણ કરે છે. હમેશ સવારના પહોરમાં લોકો જાગ્યા પહેલાં રસ્તા વાળીને પાણી છાંટી દેવામાં આવે છે. ચોખ્ખા રસ્તા આરસ ઢાળ્યો હોય તેવા ચળકે છે.

હરેક મકાનમાં નળ, વીજળીની બત્તી અને વીજળીક શાળ ગોઠવવામાં આવી હતી. સિંધ, પંજાબ, બંગાળ, મહારાષ્ટ્ર વગેરે

પ્રાંતોમાં ગ્રામપુનર્ઘટના વિભાગે આ ઢબે જ દરેક ગામની પુનર્રચના કરી હતી. ગામનાં સર્વ મકાનોનો માલિકીહક્ક પંચાયતનો હતો.

શાર્દૂલસિંહનું ખેતર જિતેંદ્રનાથની પડખે જ હતું. આજે આખો દિવસ શાર્દૂલસિંહ દેખાયો નહિ, એટલે જિતેંદ્રને થયું: 'કોઇ સાજુંમાંદું હશે, નહિતર શાર્દૂલ ઘેર રોકાય નહિ.' અને હતું પણ તેમજ. શાર્દૂલનો એકનો એક જુવાન દીકરો કિશન ચાર દિવસથી તાવમાં સપડાયો હતો. કિશનનાં માયાળુ ડોશી ચાકરી કરવામાં મણા ન રાખતાં. હવા–અજવાળાવાળા ઓરડામાં કિશનની પથારી હતી, રોજ બે વખત પથારી તડકે નખાતી, તો પણ તાવ હઠતો નહિ. એમાં આજે દાક્તર કહી ગયા કે તાવ મુદતી છે એટલે સૌને ચિંતા પેઠી હતી. શાર્દૂલ ઘેર રોકાયો હતો.

બપોરે ચારેક વાગે જિતેંદ્રનાથ ગામમાં આવ્યા. જિતેંદ્ર ભાગ્યે જ ગામમાં આવતા હોવાથી આડોશી પાડોશી મળવા આવ્યાં. જિતેંદ્રને જોઇ કિશન ખાટલામાં બેઠો થવા ગયો પણ એનાથી ઉઠાયું નહિ. જિતેંદ્રે ઓરડામાં દાખલ થતાં જ કહ્યું: "કેમ કિશનસિંહ કિશનશિયાળ થઇ ગયો છે કે?" જિતેંદ્ર ખાટલા પર બેસી પ્રેમથી કિશનને માથે હાથ ફેરવવા લાગ્યા. બોલવામાં તકલીફ પડતી હતી છતાં કિશને વિવેક કર્યો: "જિતુભાઇ, તમે શા માટે આવ્યા?"

"કેમ નહિ આવું? વાસંતીને ખબર નથી, નહિતર એ પણ આવત."

કિશન મૂંગો મૂંગો જિતુબાબુ સામે જોઇ રહ્યો. કિશનની બાએ જિતુબાબુને કહ્યું: "ચાર દિવસથી તાવ ઊતરતો જ નથી. ચાર દિવસમાં તો છોકરો અર્ધો થઇ ગયો."

"ફિકર ન કરો બહેન, કાલ સવારે તાવ ઊતરી જશે. આ કંઈ મોટી માંદગી છે? સારવાર કરો, ખવરાવવામાં જરા ધ્યાન રાખજો."

"આ બધું ખાવામાંથી જ થયું છે."

"તો ઠીક, નહિતર આપણા ગોરખપુરમાં તાવ હોય નહિ."

જિતેંદ્રે ઊઠવાની તૈયારી કરતાં કહ્યું: "શાર્દૂલસિંહ, હું રજા લઇશ."

"આજે ઘણા દિવસે આવ્યા છો તો પ્રાર્થના કરીને જ જજો."

પંચાયતના મંત્રી જે અત્યાર સુધી મૂંગા બેઠા હતા તેમણે કહ્યું: "અને દરમિયાન પંચાયતનું કામકાજ જોતા જાઓ."

"હા, એ પણ ઠીક છે. ત્યારે સાંજે જઇશ."

જિતેંદ્રનાથ પંચાયતના પ્રમુખ હતા. ઘણા દિવસે ગામમાં આવે ત્યારે પંચાયતની પ્રવૃત્તિ જોતા જાય. પ્રાર્થના કરાવ્યા વિના તો લોકો જવા જ ન દે.

મંત્રી ઊઠીને આગળ ચાલ્યા, જિતેંદ્રનાથ પાછળ. પહેલાં શાળાઓ જોવા ચાલ્યા. ગામથી સહેજ દૂર ખુલ્લા મેદાનમાં બાલમંદિર અને કુમારમંદિર હતાં. જિતેંદ્રનાથ આવ્યા ત્યારે બાળકો સ્વતંત્રપણે સ્વયંસ્ફૂરિત કાર્યમાં મશગૂલ હતાં. અઢીથી છ વરસનાં છોકરાં કલ્લોલ કરતાં હતાં, જાણે પંખીનો માળો. એક તરફ ચાર છોકરાં માટીમાંથી રમકડાં બનાવતાં હતાં, બીજી તરફ એક બાળક પૂર્ણ ગાંભીર્યથી ઝાડની ડાળ પર કોયલ ચીતરતો હતો. એક બાજુ થોડાં બાળકો પાટિયા પરથી લપસવાનો આનંદ લઇ રહ્યાં હતાં. શિક્ષક–શિક્ષિકાઓ સાથે થોડી વાતચીત કરી જિતેંદ્રનાથ કુમારમંદિરમાં ગયા. ત્યાં સહેજ વ્યવસ્થિત થયેલાં, ગમ્મતી અને શાંત કુમાર–કુમારીઓ પોતાનો અભ્યાસ પોતાની મેળે પુસ્તકોની મદદથી ચલાવતાં હતાં. શિક્ષકો માત્ર ઉપયોગી સૂચનાઓ આપતા. નાનાં ભાંડુની માફક બાળકોને સાચવતાં શિક્ષક–શિક્ષિકાઓ અધ્યાપન મંદિરમાં તાલીમ પામીને આવેલાં હતાં. તેમની કાર્ય-

શક્તિ અને શિક્ષણપ્રેમ કામને રસમય બનાવતાં હતાં. ઉપયોગી ચીજો મંત્રી મારફત મળી રહેતી હોવાથી શિક્ષકોને જિતેંદ્રનાથ પાસે કશું કહેવાનું નહોતું. જિતેંદ્રનાથ આનંદ પ્રદર્શિત કરી આરોગ્ય-ગૃહ જોવા ચાલ્યા.

જિતેંદ્રનાથ આવ્યા ત્યારે દાક્તર પ્રયોગગૃહમાં દવાઓનું મિશ્રણ કરતા હતા. બધી દવાઓ હિંદુસ્તાનની વનસ્પતિમાંથી બનાવેલી હતી. દવાઓ, દર્દીઓ, વાઢકાપનાં સાધનો વગેરે જોઇ જિતેંદ્રને સંતોષ થયો. દાક્તરને નમન કરી, બન્ને ગૌશાળાએ આવ્યા. ત્યાં ગાયોની ઓલાદ સુધારવાના, દૂધ વધારે મેળવવાના, ઘી વધારે ઊતરે તેવું ઘટ્ટ દૂધ બનાવવાના અખતરા થતા હતા. ગાયોની ગભાણ દર ત્રણ કલાકે સાફ થતી. ગાયોને ત્રીજે દિવસે નવરાવવામાં આવતી. ગોરખપુરની અલમસ્ત ગાયો ટંકે અધમણ દૂધ આપતી. દરેક ગાય કેટલું દૂધ આપે છે, કેટલાં વેતર વિયાઈ છે, દોહવા દે છે કે નહિ, વગેરે હકીકત દરેક ગાયના નામવાર એક પત્રકમાં રાખવામાં આવતી હતી. નોંધ ચોક્કસપણે રખાતી જોઇ જિતેંદ્રનાથ ખુશ થયા. ગોસેવકને નમસ્કાર કરી પંચના કોઠારે આવ્યા. રસ્તામાં પુસ્તકાલય ઉપર નજર નાખી લીધી. ખાસ વખણાતાં દૈનિક, અઠવાડિક, માસિક આવતાં હતાં. વાંચનારા શાંતપણે વાંચતા હતા. ન વંચાતાં પત્રો પોતપોતાની જગ્યાએ વ્યવસ્થિત દબાએલાં પડયાં હતાં.

કોઠારમાં ધમાલ મચી રહી હતી. પંચાયત તરફથી ચાલતો આ કોઠાર ગામલોકોને નાનીમોટી દરેક ચીજ પૂરી પાડતો હતો. સવારમાં છથી સાડાસાત અને સાંજે પાંચથી સાડા છ સુધી દૂધનો સમય હતો. સવારે સાડાસાતથી નવ સુધી શાકપાંદડું મળતું. બાકીના વખતમાં પરચુરણ ચીજો મળતી. અનાજ માટે અઠવાડિયામાં બે દિવસ મુકરર કર્યા હતા. શાક દૂધ વગેરે જરૂરિયાતના

પ્રમાણમાં સૌ લઇ જતા. કોઠારનું મકાન વિશાળ હતું. ચીજ જોખનાર, લાવનાર, નોંધ કરનાર જુદાજુદા મહેતાઓ હતા. કોઠાર સ્વચ્છ હતો. જિતેંદ્રનાથ કોઠારમાં આંટો મારી પંચાયતના કાર્યાલયે આવ્યા. મંત્રીએ હિસાબ બતાવ્યો, જિતેંદ્રે ઉપયોગી સૂચનાઓ કરી.

"હવે અતિથિગૃહ જોઇ આપણે પ્રાર્થનામંદિર તરફ જઇએ," જિતેંદ્રે કહ્યું. બન્ને અતિથિગૃહે ચાલ્યા. અતિથિગૃહમાં પેસતાં જ જિતેંદ્રે મંત્રીને પૂછ્યુંઃ "હાલ કોઈ અતિથિ ઊતરેલા છે કે?"

"જી હા, આ સામી ઓરડીમાં એક બૌદ્ધ ભિક્ષુ ઊતર્યા છે. આ તરફ લાલ ઝબ્બો સુકાય છે ત્યાં એક અમેરિકન પાદરી ઊતર્યા છે, આ જમણા હાથની ઓરડીમાં એક જૈન સાધુ ઊતરેલા છે. સામા ઓરડામાં બે મૌલવી મક્કાની હજ કરી પાછા ફરતાં આરામ કરે છે."

ઓસરીમાં ઊભેલા બૌદ્ધ ભિક્ષુને નમસ્કાર કરી જિતેંદ્રે પ્રાર્થનામંદિરમાં પધારવા વિનંતિ કરી અને કોઈ જાતની અગવડ હોય તો કહેવા સૂચવ્યું. ભિક્ષુએ આમંત્રણનો સ્વીકાર કરતાં ઉત્તર વાળ્યોઃ "પ્રાર્થનામાં જરૂર આવીશ. અહીં અગવડ છે જ નહિ. અહીંની વ્યવસ્થા જોઇને અમે બહુ પ્રસન્ન થયા છીએ."

"એ બધું આપ જેવાના પ્રતાપે છે" કહી જિતેંદ્ર પ્રાર્થનામંદિર તરફ ચાલ્યા.

ગામને પાદર, તળાવને કિનારે, એક વિશાળ ચોક બનાવ્યો હતો. ખળાની જેમ એટલી જગ્યા છાણથી લીંપી હતી. ઉપર લીંમડાની ઘાટી છાયાઃ ફરતી મેંદીની વાડ બનાવેલીઃ વચ્ચે વચ્ચે ફૂલઝાડ વાવ્યાં હતાંઃ એ ગામનું પ્રાર્થનામંદિર. સાંજ પડી એટલે સાત–આઠ ટપુડીઆં છોકરાં આવ્યાં. બે ત્રણ ચોક વાળવા મંડયાં, બે જણે ફૂલઝાડને પાણી પાયું, એકે અગરબત્તી અને ધૂપ તૈયાર

કર્યો. સાડાછ વાગ્યા એટલે પ્રાર્થનાનો ઘંટ વાગ્યો, કામધંધો બંધ થયો—લુહારે ઘણ નીચે મૂક્યો, સુતારે વાંસલો મૂક્યો, કુંભારે ચાકડો અટકાવ્યો. સૌ આખા દિવસનો શરીરનો અને મનનો થાક ઉતારવા પ્રાર્થનામંદિર તરફ ચાલ્યાં. નાનાં ને મોટાં, સ્ત્રીઓ ને પુરુષો, ખેડૂતો ને કારીગરો સૌ એકઠાં થયાં. એક તરફ સ્ત્રીપુરુષ બેઠાં, બીજી તરફ બાળક–બાળાઓ. વચ્ચે વચ્ચે ધૂપદીપ. સામે બધા અતિથિઓ બેઠા. બે ડંકા પડયા અને પ્રાર્થના શરૂ થઈ. વેદનો એક મંત્ર બોલાયો, કુરાને શરીફમાંથી બે આયતો પઢવામાં આવી, વાતાવરણ પ્રસન્નગંભીર થઇ ગયું. બે મિનિટ સૌ અર્ધમીંચેલી આંખે શાંત રહ્યા, સતારના મધુર અવાજે જાગ્રત થયા. બે બાળકોએ વાદિત્ર સાથે ભજન ઉપાડયું:

"સબસે ઊંચી પ્રેમ સગાઈ........"

ભજન ગવાઈ રહ્યું એટલે રામનામની ધૂન ચાલી. પછી મંત્રી ઊઠયા. આવેલા મહેમાનોનું તેમણે ઓળખાણ કરાવ્યું:

"આજે આપણા અતિથિગૃહને પાવન કરનારાઓમાં એક તો બ્રહ્મદેશના બૌદ્ધવિહારના મુખ્યસ્થવિર ધર્મપ્રિયજી છે. એમનો બૌદ્ધધર્મ ઉપરનો અનુરાગ અત્યંત છે. એમનું એ વિષેનું જ્ઞાન અગાધ છે. એમનું પ્રવચન સાંભળવા બ્રહ્મદેશવાસીઓ મરી પડે છે. એવા સાધુ પુરુષનાં દર્શન કરવાને આજે આપણે ભાગ્યશાળી થયાં છીએ. બીજા અમેરિકન પાદરી રેવ૦ રસેલ છે. જગતભરમાં વિશ્વપ્રેમની જ્યોત જાગતી રાખવા તેઓ ભ્રમણ કરે છે. સમસ્ત માનવજાતિ તરફ એમને પૂર્ણ સન્માન છે. ત્રીજા, જૈન સાધુ વિદ્યાવિજય સુરિજી. તેઓ દક્ષિણ હિંદુસ્તાન ફરીને આવે છે. સંસ્કૃત પુસ્તકોના હિંદી અનુવાદ કરીને એમણે હિંદી સાહિત્યની ભારે સેવા કરી છે. જગતમાં અહિંસાનો વિજયડંકો વગડાવવા તેઓ હમેશા ઉત્સુક અને ઉદ્યમી રહે છે. મૌલવી અબ્દુલ્લા

સાહેબ આપણા જાણીતા છે. તેઓની ઓળખાણ છાપાં મારફત પણ થઈ ગઇ છે. હવે બાકી રહ્યા આપણા પૂજ્ય મુરબ્બી, જેમની સહાયથી આપણી પંચાયત પ્રાંતભરમાં પંકાય છે તે જિતુભાઇ. તેઓ કાંઇ અતિથિ નથી, પરંતુ ઘણા દિવસે આવ્યા છે તો બે શબ્દ સંભળાવે એવી તમારા વતી હું તેમને વિનંતિ કરું છું. ”

જિતેંદ્રનાથને સાંભળવા સૌ એકકાન થઇ ગયાં. નાનાં બાળકોને પણ જિતુબાબુનું પ્રવચન બહુ ગમતું. જિતેંદ્રનાથે શરૂઆત કરીઃ

“ આજે ઘણા દિવસે હું તમારી વચ્ચે આવ્યો છું. મને ઘણી વાર એમ થાય છે, કે રોજ હું પ્રાર્થના વખતે અહીં આવી પહોંચું. પણ આખા દિવસનું થાકેલું શરીર રાતે ચાલવાને તૈયાર થતું નથી. આપણી બધી સંસ્થા મેં આજે જોઈ. સરસ ચાલે છે. પરંતુ આપણામાં મૂળ એક ખામી છે. તે હવે આપણે કાઢી નાખવી જોઈએ. આપણે હજી ‘ મારું તારું ’ ભૂલ્યા નથી. આપણને હજી થોડી મિલકત પોતાની રાખવી ગમે છે. એ આપણી ત્રુટિ છે. ગોરખપુરની પંચાયત જ્યારે આપણી બધી હાજતો પૂરી પાડે છે ત્યારે અમુક ચીજો ઉપર આપણી કૌટુંબિક માલિકી રાખવાનો આપણો મોહ આપણે છોડી દેવો જોઇએ. હજી આપણે આપણા ચૂલા જુદા જુદા રાખ્યા છે, તે કાંઇ સારું ન કહેવાય. જેમ સ્ત્રી-પુરુષનો એક ચૂલો, તેમ ગોરખપુરનો એક ચૂલો; જેમ કુટુંબનું રસોડું એક, તેમ ગોરખપુરનું રસોડું એક. જે દિવસે આટલું થશે તે દિવસે આપણે ખરા મનુષ્ય કહેવાશું. ઇશ્વર તમને એવા બનવાનું બળ આપો. ”

જિતેંદ્રનાથ બોલી રહ્યા પછી ‘ દૈનિક સમાચાર ’ નામની રોજના તાજા સમાચાર પૂરા પાડનારી પત્રિકા મંત્રી વાંચી ગયા. પત્રિકામાં વિવિધ વર્તમાન હતા. અતિથિગૃહમાં કેટલા અને કેવા અતિથિઓ આવ્યા, ગૌશાળામાં કેટલી ગાયો વિયાઇ, ગામનાં

જન્મમરણની હકીકત, આરોગ્યગૃહમાં માંદા કોણ છે, ગંભીર માંદાની તબિયત કેવી છે, કેટલાં બાળકો નકામાં રખડયાં કરે છે, કોણે કેવું તોફાન કર્યું વગેરે અનેક રસિક વાનીઓ પત્રિકામાં પીરસાતી. પત્રિકાથી નાનામાં નાનું છોકરું પણ નવાજૂની જાણી શકતું.

પત્રિકાવાચન પૂરું થયું એટલે પ્રાર્થનામંદિર વીખરાયું. અતિથિઓને પ્રણામ કરી જિતેંદ્રનાથે વિદાય લીધી.



૪

## ખાન ઝાફરખાન

ઈરાની જાજમ ચાર ખૂણા સુધી લંબાઈને દીવાનખાનાને દીપાવી રહી છે. સાદા રૂથી ભરેલા સફેદ ગાલીચા ઉપર લાંબો તકિયો મૂકયો છે. તકિયાને સહેજ પીઠ અડાડીને બે આદમી બેઠા છે: એક સુક્કો એકવડિયા શરીરવાળો, બીજો મજબૂત ઉઠાવદાર બાંધાનો. એકની હરણ જેવી નિર્દોષ આંખ એના મોમ દિલની સાખ પૂરે છે; બીજાની ઝીણી આંખમાંથી કુનેહબાજી નીતરે છે. એકનો દાઢીમૂછ સાફ કરેલો ખૂબસૂરત ચહેરો આદરભાવ ઊપજાવે છે; બીજાની નાનકડી દાઢી અને વાંકડી મૂછ જોનારને ડરતો રાખે છે. એકનું અર્ધું માથું રોકી રહેલું ભવ્ય કપાળ એની વિદ્વત્તા અને બુદ્ધિપ્રતિભા બતાવે છે; બીજાને કપાળે પડેલી ત્રણ કરચલી એના ભયંકર નિશ્ચયાત્મક સ્વભાવનું બયાન કરે છે. એક હિંદી પ્રજાસત્તાકનો પરરાષ્ટ્રમંત્રી શાહ આલમશાહ છે; બીજો આફ્રિદી જીરગાનો નવજુવાન પ્રમુખ ખાન ઝાફરખાન છે.

લાંબી દોરડીની નળીવાળો રૂપેરી હુક્કો, આજે પચીસ વર્ષે ખાન ઝાફરખાનની મહેમાનગીરી કરવા ફરી દીવાનખાનામાં આવ્યો છે. ખાને હુક્કાની નળી ડાબા હાથમાં પકડી કહ્યું:

"હિંદુસ્તાનના સાદા, સુખી અને મર્દ લોકોને જોઇને હું બહુ ખુશ થયો."

"આટલે વરસે તમારી મુલાકાત થઇ એથી મને ઘણો આનંદ થયો. કહો, અમારા યાકુબખાન શું કરે છે?" શાહે પૂછ્યું.

"મોજ કરે છે."

"એમનું કામ ત્યાં કેવુંક ચાલે છે?"

"આબાદ! એમણે તો કમાલ કરી છે. ઘાટમાંથી નહેરો કાઢી છે, પથ્થરીઆ જમીનમાં અનાજ પકવવા માંડયું છે. અમારે ત્યાંના ખેડૂતો યાકુબખાન ઉપર આફરીન છે, અને એમણે ઘાટમાં વીજળી પેદા કરી તેથી ઘણા લોકો એને બીજો ખુદા માને છે!"

"બહુ સારું. હજી યાકુબખાનની મદદે બીજા બે ત્રણ 'વિદ્યુંદ્યંત્રનિપુણ' મોકલવાનો મારો વિચાર છે."

"આવા માણસો અમારી મદદે તમે મોકલો છો તે તમને કેમ પોષાય છે?"

"અમે તો સારી દુનિયામાં મોકલીએ છીએ. ચાલુ વરસમાં જુદા જુદા વિષયોના પચીસ અધ્યાપકો ચીન, તુર્કસ્તાન, ફ્રાંસ, જર્મની, ઇંગ્લંડ, અમેરિકા વગેરે દેશોમાં મોકલી આપ્યા છે. ઓસ્ટ્રેલિયાની માગણી તો હજી ઊભી જ છે. અમારા આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠમાં ભણેલો અધ્યાપક બધું કામ કુશળતાથી પૂરું પાડે છે. સ્વાધીન ભારતની સંસ્કૃતિ એને એક જ વસ્તુ શીખવે છે કે જગતભરમાં ભ્રાતૃભાવ કેળવવા માટે પોતાના અંગત સ્વાર્થોને ભૂલી માનવજાતિને ચરણે પોતાનું જીવન હોમી દેવું." આલમશાહે ગર્વમાં માથું ટટાર કર્યું.

"અમારે ઓરત લોગની કેળવણી માટે એક હોશિયાર બાનુ જોઇએ. મેં પ્રમુખ સાહેબને વાત કરી હતી. તેમણે કહ્યું: તમે વાસંતીદેવીને મળજો." ખાને બનાવટી વાત કરી.

"વાસંતીદેવીને મળવું હોય તો વખત પુછાવું?"

"હાજી, પુછાવજો. લેકિન લખનૌ અહીંથી કેટલું દૂર?" એકાએક વિચાર સ્ફુર્યો હોય તેમ ખાને સવાલ કર્યો.

"અર્ધા કલાકનો રસ્તો. આપને ખાસ કામ છે કાંઈ?"

"સાંભળ્યું છે કે શહેર જોવા લાયક છે."

"શહેર તો ઠીક છે, પણ ત્યાં આપણી લશ્કરી છાવણી છે. જૂની છાવણીઓમાં એ એક જ જોવા જેવી છે. અમને અહિંસક શૌર્યમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી લશ્કરી છાવણીઓનું નકામું ખર્ચ ઘટાડી નાખ્યું છે. હથિયારથી લડનારાની કિંમત ઝાઝી નથી રહી."

"ક્યા બાત? લખનૌની છાવણીમાં બધા અહિંસક લડવૈયા? એવા લોકોને જોવા પડશે!" મશ્કરી કરતો હોય તેમ ખાન બોલ્યો.

"તમે ભલે મશ્કરી માનો. લખનૌમાં આજે હિંસક ફોજ રહે છે. પણ એક દિવસ તમને ખબર પડશે કે અહિંસક યોદ્ધા આગળ તલવારી સિપાઇની બંદૂકડી નકામી છે. તમે તો સરહદ નજીક રહો છો........."

"અરે હા, આલમશાહ!" ખાસ યાદ કરીને કહેતો હોય તેમ ખાને કહેવા માંડ્યું: "તમારા સરહદી સેનાપતિ કહેતા હતા કે આ મશીનગનો કટાઈ ન જાય તો સારું."

"ત્યારે અમારો વિચાર...તને ખબર નહિ હોય. તે બાબતમાં તારી સહાય અને સલાહ લેવી છે." ખાન બાલમિત્ર હોવાથી આવી બાબતમાં શાહે કાંઈ ખાનગી રાખવાની જરૂર જોઈ નહિ.

"હુકમ કરો, સેવક હાજર છે."

" સરહદ ઉપરનું બધું લશ્કર અમારે ઉઠાવી લેવું છે. અમને આ જગતમાં કોઈ પ્રજાનો ડર નથી. કેમ તને આ વિચાર કેવો લાગે છે ?"

ઝાફરખાન આ વાત સારી રીતે જાણતો હતો. એટલા માટે તો તે સરહદ પરથી આવા ઉનાળામાં દિલ્હી સુધી લાંબો થયો હતો. તેણે સેનાપતિની મુલાકાતમાં આ વાતનો ઇસારો કર્યો હતો. પરરાષ્ટ્રમંત્રીનો દોસ્ત અને આફ્રિદી જીરગાનો પ્રમુખ હોઇ ઝાફરખાન નાની ઉંમરે ઘણી લાગવગ ધરાવતો હતો. આલમશાહના સવાલનો જવાબ આપતાં એણે હોશિયારી વાપરવા માંડી.

" મને એ વિચાર બહુ ગમે છે. પણ એમાં મુશ્કેલી ઘણી છે."

" શી મુશ્કેલી ? "

" કદાચ આપ સરહદી લશ્કર ઉઠાવી લ્યો અને ઇરાન અથવા તુર્કસ્તાન ચડી આવે તો ?" ખાને ડાબી આંખ ઝીણી કરી જમણી મૂછને વળ ચડાવ્યો.

" તેત્રીસ કરોડની જાગ્રત પ્રજા ઉપર, કોની મગદૂર છે કે નજર સુદ્ધાં નાખે ? એવા લોકોને વશ કરવાની અમારામાં પૂરી તાકાત છે." શાહે અભિમાનથી કહ્યું.

" પરંતુ અમારામાં જાન હોય ત્યાં સુધી અમે એને હિંદુસ્તાનમાં પગ ન મૂકવા દઇએ, માલૂમ છે ?" બનાવટી જુસ્સો દેખાડતાં ખાને કહ્યું.

" તમે મુઠ્ઠીભર માણસો કપાઈ મરો એમ હિંદુસ્તાન ઇચ્છતું જ નથી. એવા લોકોને ખુશીથી આ તરફ આવવા દેજો, અને જોઇ લેજો કે અમે અમારા અહિંસક બળથી એને કેવા મહાત કરીએ છીએ."

"તમે ગમે તેમ કહો, આપણને એ વાત ગળે ઊતરતી નથી. પણ તમારે લશ્કર ઉઠાવી લેવું જ હોય તો મને એક વચલો રસ્તો સૂઝે છે," ખાને પાસો ફેંક્યો.

"બતાવો?" શાહે આતુરતાથી કહ્યું.

"પણ એ તમને પસંદ નહિ પડે."

"કહો તો ખરા?"

"સરહદની છાવણીની મશીનગનો, દારૂગોળો અને હથિયાર અમને સોંપી દ્યો. અમે ગમે તેવા જબ્બર દુશ્મનને અટકાવી રાખશું."

ખાન જવાબની રાહ જોઈ રહ્યો. એને પેશાવરની ગાદી હાથ આવતી લાગી. શાહે ઠંડે કલેજે જવાબ વાળ્યો: "જે મશીનગન અમે ન વાપરીએ એ તમને કેમ આપીએ! વળી તમને આપવી હોય તો અમે જ કેમ ન વાપરીએ? પણ આપણે આડી વાત પર ઊતરી ગયા. તમારે સ્વદેશમંત્રીને ક્યારે મળવું છે?"

"કાલે રાખીએ. વખત પુછાવો" ખાને બાજી સંકેલી લીધી. એને લાગ્યું કે હવે વધારે બોલતાં ભેદ ખુલી જશે. વાસંતીદેવી સ્ત્રીજાતિ છે. એની પાસેથી કાંઇક ચોક્કસ વાત કઢાવી શકાશે એમ એની માન્યતા હતી. પોતાની ધારેલી મુરાદ બર આવશે એવો વિશ્વાસ હજી એણે ગુમાવ્યો નથી.

"આજે મોતી મસ્જિદ બતાવું" શાહે કહ્યું.

"હાંજી, ચલો." ખાન ઊઠયો.

મોટરમાં બેસી બન્ને શહેર તરફ ઊપડયા.



## ૫

# આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ

**વિદ્યાપીઠની** સ્થાપનાને પૂરાં પચીસ વર્ષ નથી થયાં પણ એની કીર્તિ દિગંતમાં વ્યાપી ગઇ છે. જગતભરની પ્રવૃત્તિઓનું કેંદ્ર આજકાલ ભારતવર્ષ બની ગયું છે. સારા જગતની શાંતિ માટે પ્રયાસ કરનાર વિશ્વરાષ્ટ્રસંઘનું વડું મથક ભારતમાં; સમસ્ત દુનિયામાં અજોડ એવી આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ દિલ્હીમાં; દેશપરદેશના ધુરંધર અધ્યાપકો વિદ્યાપીઠને ચરણે આવીને બેઠા હતા. પરાપૂર્વથી જગદ્‌ગુરુ તરીકે પંકાએલા ભારતવર્ષે ફરી એક વાર સારી દુનિયાનું આચાર્યપદ આ વિદ્યાપીઠ દ્વારા પ્રાપ્ત કર્યું હતું. મહાવિદ્યાલયના અધ્યાપકવર્ગમાં અમેરિકન અને જર્મન હતા, રશિયન અને ચિનાઈ હતા. એમાં આફ્રિકન અધ્યાપક બાના* જુમ્મા આવ્યા ત્યારે વિદ્યાપીઠની સંસ્કૃતિ સાચી આંતરરાષ્ટ્રીય બની.

વિદ્યાપીઠને પૈસાની તાણ હતી જ નહિ. જેમ આબુ, ગિરનાર અને શેત્રુંજાનાં જૈન દેવાલયોનો ખજાનો તથા ગઢડા, વડતાલ, ડાકોર આદિ મંદિરોનો ધનભંડાર ગૂજરાત વિદ્યાપીઠને અર્પણ

---

* બાના=સાહેબ, મુરબ્બી શેઠ

થયો હતો; જેમ કાશીવિશ્વનાથનું સર્વસંચિત ધન કાશી વિદ્યાપીઠને ભેટ ધરવામાં આવ્યું હતું; તેમ કેસરિયાજી, મથુરા આદિ મંદિરોનું સઘળું દ્રવ્ય આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠને સમર્પણ થયું હતું. પછી તો એવી પ્રથા જ પડી ગઇ કે જે કોઇ નિર્વંશ જાય, કોઇને દાન–પુણ્ય કરવું હોય તો તે દેશના હુનરઉદ્યોગ ખીલવતી સંસ્થાઓને જ પોતાની મિલ્કત આપે. જૂના જમાનાની માફક આજે કોઇ સાધુ બાવો રખડતો નથી, રખડતો નજરે ચડે તો પોલીસ તેને કબ્જે કરી કામધંધે વળગાડી દે છે. આજે કોઇ અનાથ અપંગ છે જ નહિ. એટલે બધાની લાગણીઓનો પ્રવાહ વિદ્યાલયો તરફ વહે છે.

વિદ્યાલયનાં સારાં અને ભવ્ય મકાન નયા દિલ્હીથી થોડે દૂર આવેલાં છે. એક હજાર વિદ્યાર્થી ભાઇબહેનો વિદ્યાપીઠના છાત્રાલયમાં વસે છે. સામસામાં આલેશાન વસતિગૃહો આવેલાં છે. એકમાં વિદ્યાર્થીઓ રહે છે, બીજામાં વિદ્યાર્થિનીઓ: ભણવાનું, જમવાનું, રમવાનું, સૌને સાથે જ હોય છે. બ્રાહ્મણ, વાણિયા, ઢેડ, કોળી, કુંભાર એવા નાતજાતના ભેદ ગરુડ પુરાણની વાતો જેવા લાગે છે. હિંદુ, મુસ્લીમ, પારસી, ઇસાઇ જેવા ધાર્મિક ભેદને કોઇ જાણતું નથી—માત્ર ઇતિહાસને પાને ભણે ત્યારે જ ખબર પડે. યુરોપિયન, આફ્રિકન જેવા ભેદ ચામડી અને ભાષા પૂરતા જ રહ્યા છે, દિલમાં એવો ભેદભાવ કોઇને નથી. આંતરરાષ્ટ્રીય વિદ્યાલય આ રીતે જગતમાં માનવસમાનતાનાં મૂળ ઊંડાં નાખી રહ્યું હતું.

પૂનમની ચાંદની વિદ્યાપીઠ ઉપર અમી વરસાવી રહી છે. બે વસતિગૃહો વચ્ચેના ચોગાનમાં ચિનાઈ અને જંગબારી સાદડીઓ બિછાવેલી છે. હજાર કુમારકુમારિકાઓ હારબંધ બેસી ગયાં છે. સામેના મધ્ય ભાગમાં અધ્યાપકવર્ગ બેઠો છે. માત્ર સફેદ પહેરણ પહેરીને જિતેંદ્રનાથ વચ્ચે બેઠા છે. આફ્રિકન અધ્યાપક બાના જુમ્માએ એમને આજે ખાસ નિમંત્રણ આપ્યું હતું. ચર્ચાનો વિષય છે:

"આફ્રિકન સ્વાતંત્ર્ય." આજની બેઠક એટલા માટે અગત્યની છે કે આ સભામાં જે નિર્ણય થાય તે પ્રમાણે આચરવાનો સૌનો નિરધાર છે. બાના જુમ્માએ દર્દભરી વાણીમાં વિષયની શરૂઆત કરી. તેમણે છેલ્લાં સો વર્ષનો કરુણ ઇતિહાસ રજૂ કર્યો, જગતે આફ્રિકા તરફ દર્શાવેલી બેદરકારીનું હૃદયદ્રાવક ચિત્ર રજૂ કર્યું અને છેવટે કહ્યું:

"આફ્રિકાનો પ્રશ્ન એ કોઈ એક કોમનો, દેશનો કે ખંડનો પ્રશ્ન નથી, એ આંતરરાષ્ટ્રીય પ્રશ્ન છે. સેંકડો વર્ષોથી ઊજળી ગણાતી પ્રજાઓ આફ્રિકાને દબાવતી આવે છે. ઇંગ્લંડ, જર્મની, ફ્રાંસ, બેલ્જિયમ એને 'બાપુકો માલ' ગણે છે. અમેરિકાએ એને પોતાનું બજાર બનાવ્યું છે. અને જાપાનની ઘૂસણિયા નીતિ તો જગમશહૂર છે. રશિયા આમાંથી બાદ છે. હિંદુસ્તાનના કેટલાક સ્વાર્થપટુઓ હજી એને ચૂસી રહ્યા છે. અમને અહીં આવવાની પરવાનગી મેળવતાં કેટલી વીસે સો થાય છે તે અમે અને અમારો ખુદા જ જાણીએ છીએ! આફ્રિકામાં અત્યારે કેટલાક જુવાનો અધીરા થઇ ગયા છે તે વાજબી છે. ગુલામી એવી અકારી છે. એની તમને એશિયા–યુરોપવાસીઓને ખબર નહિ પડે—તમારા બાપદાદાને હતી. હમણાં એમણે પૂર્વ આફ્રિકાની સ્વાધીનતા ઘેર કરવાનો મક્કમ નિરધાર કર્યો છે ને હિંસાનો માર્ગ ગ્રહણ કર્યો છે. હું પોતે અહિંસામાં અચળ શ્રદ્ધા ધરાવું છું. મેં નિર્ણય કર્યો છે કે મારી જાતનો ભોગ આપીને પણ મારે મારા દેશને સાચે માર્ગે વાળવો. મને ખાતરી છે કે મારાં આફ્રિકન ભાઇબહેનો વિદ્યાલયની શીળી છાંય કરતાં પોતાના અધ્યાપક સાથે સ્વાતંત્ર્યની રણભૂમિ ઉપર કૂદી પડવાનું વધારે પસંદ કરશે. આમીન."

જુમ્મા સાહેબે બોલવાનું પૂરું કર્યું તે પહેલાં જ આફ્રિકન યુવક–યુવતીઓએ રણમેદાને ઊતરી પડવાનો મનથી નિરધાર કરી લીધો હતો.

જિતેંદ્રનાથ કાંઇક બોલવા જતા હતા ત્યાં એક નવજુવાન ઊઠયો. લાંબા સુંવાળા રેશમ જેવા ચળકતા વાળવાળો એ જુવાન સૌથી જુદો તરી આવતો હતો. એની આંખમાં ખુમારી હતી. ખેંચાઇને ભેગી થઈ ગયેલી ભમ્મર એનો દૃઢનિશ્ચયી સ્વભાવ દેખાડતી હતી. પોતાની હમેશની રીત મુજબ એ કૂદીને આગળ આવ્યો. જિતેંદ્રનાથે ઊંચે જોયું, પૂછયું: "શરતકુમાર! તમારે બોલવું છે?"

"હાજી, મારે બે શબ્દ કહેવાના છે" એટલું કહીને એણે ખોંખારો કર્યો, બાના જુમ્મા સામે એક નજર ફેંકી અને બોલવાનું શરૂ કર્યું. સૌ એકી ટશે એના કાંતિમાન મુખ સામે જોઇ રહ્યા.

"પ્યારા દોસ્તો,

આ બધા ડાહ્યા લોકો તમારી આગળ અહિંસાની ડાહી ડાહી વાતો કરે છે. હું પણ અહિંસાનો પૂજક છું. આદર્શ તરીકે હું એ વસ્તુ સ્વીકારું છું; એટલું જ નહિ પણ અહિંસાને વ્યવહારુ બનાવનાર મહાત્મા ગાંધીજીનું નામ લેતાં મારું હૃદય ભક્તિભીનું થાય છે. હું કબૂલ કરું છું કે યુરોપમાં છુટાછવાયા અહિંસાના અખતરા સફળ થયા છે. પરંતુ પૂર્વ આફ્રિકાની વાત નિરાળી છે. એ કાલ સવાર સુધી હજી જંગલી દશામાં હતો. એને અહિંસા શી ચીજ છે એની સમજણ નથી. આજે જ્યારે મારા પરમ મુરબ્બી બાના ઉમારી માથું હાથમાં રાખી દેશકાજે રણસંગ્રામમાં ઘૂમી રહ્યા છે, જ્યારે શ્રીમતી કૃષ્ણામ્મા જેવી બહાદુર યુવતી એની મદદે જઇ પહોંચી છે, ત્યારે અહીં પરદેશમાં પડેલા ઉમારીના જ દેશભાઇઓ એ સ્વાતંત્ર્યવીરની અવહેલના કરી રહ્યા છે અને શિખામણ આપવાની વાતો કરી રહ્યા છે! આવી નાખી દેવા જેવી વાતો કરવાનો કોઈ અર્થ નથી. એ કરતાં બહેતર છે કે તમે જ્યાં છો ત્યાં જ, વિદ્યાલયની શીતળ છાયામાં જ બેઠા રહો,

ધર્મતત્ત્વ અને વિજ્ઞાન શીખ્યા–શીખવ્યા કરો. મારે આથી વિશેષ કશું કહેવાનું નથી.”

શરતના બોલવાથી વાતાવરણ ઉગ્ર બની ગયું. આફ્રિકન યુવક–યુવતીઓમાં ઘડીભર જુસ્સો અને હિંસા ફેલાઇ ગયાં.

એક બે બીજા જુવાનોએ શરતના બોલને ટેકો આપ્યો. એટલે જિતેંદ્રનાથ બોલવા ઊઠયા. ચોમેર ગંભીરતા છવાઇ રહી. બરાબર સાંભળી શકાય માટે સૌ ખસી ખસીને આગળ આવ્યા. જિતેંદ્રનાથે સાફ બુલંદ અવાજે બોલવું શરૂ કર્યું:

“શરતકુમારે જુસ્સાથી છટાદાર ભાષણ કર્યું છે, પણ એ ભણેલો ઇતિહાસ ભૂલી ગયો છે. આપણા દેશની તેત્રીસ કરોડ પ્રજા નિઃશસ્ત્ર અને રાંકડી હતી. તેવી પ્રજા માત્ર અહિંસાને બળે, અંગ્રેજ જેવી, પશુબળમાં અજેય મનાતી સલ્તનત સામે ઝૂઝી અને સલ્તનતનો નાશ કર્યો. અહિંસાના અકસીરપણાનો આથી વિશેષ પુરાવો કયો હોઇ શકે? આજે જગતભરના રાજપુરુષો, તત્ત્વચિંતકો એક જ વિચારણા ચલાવી રહ્યા છે, અને તે જગતની શાંતિને અર્થે અહિંસાને સર્વવ્યાપી બનાવવાની. આજે જૂના જમાનાની માફક સાબીત કરવું પડે તેમ નથી કે અહિંસામાં હિંસા કરતાં સોગણી ક્ષાત્રવટ છે, હિંસા કરતાં શતગણું બળ અને તેજ એમાં રહેલું છે. શત્રુને સદાને માટે અપનાવી લેવાની અમોઘ શક્તિ તો કેવળ અહિંસામાં જ છે. અહિંસા વેવલાપણું નથી. અહિંસા કાયરને પડખે ચઢતી નથી. અહિંસાના તેજે સારી દુનિયાનાં શસ્ત્રો ઝાંખાં પડયાં છે. ત્રણ સાલ પહેલાં યુરોપના સામ્યવાદીઓએ ઉઠાવેલો અહિંસક બળવો એની શાખ પૂરે છે. વળી હિંસાથી મેળવેલું સ્વરાજ રાષ્ટ્રને માટે આપઘાતરૂપ નીવડે છે એ વાત આપણે ભૂલવી ન જોઈએ. પૂર્વ આફ્રિકનો માટે અત્યારે અહિંસા જ એક સોનેરી માર્ગ છે, જે એને સ્વાધીનતાના ધ્યેયે ઓછામાં

ઓછા ભોગે વહેલામાં વહેલો પહોંચાડી શકે. વળી આફ્રિકાવાસીઓનો ઘણો ભાગ જંગલી હોય તો તો એ કુદરતની નજીક રહેલા લોકોને અહિંસાને સમજતાં વાર નહિ લાગે.

"પૂર્વ આફ્રિકાની મુક્તિ માટે આફ્રિકન ભાઈબહેનો તો જશે જ, પણ આપણા ગુલામીમાં પડેલા માનવમિત્રોને સાચે રસ્તે સ્વાધીન બનાવવા એ આપણો સૌનો ધર્મ છે. અમેરિકાવાસી, યુરોપીય કે એશિયાવાસી ગમે તે હોય સૌ કોઈનો ધર્મ મનુષ્યમાત્રને અહિંસાને પંથે આઝાદ બનાવવાનો છે. જે જુવાનોને સત્યને માટે, માનવકલ્યાણને માટે ધગશ હોય તેમણે પૂર્વ આફ્રિકાને અહિંસાના ટૂંકા, સીધા અને સરળ માર્ગે દોરવા આવતી કાલે વિમાનમાં ચડી બેસવું જોઈએ."

જિતેંદ્રનાથે બેસતાં જ બાના જુમ્માને પૂછયું: "કેમ, તમે જવાની તૈયારી કરો છો કે?"

"હાજી."

"બાના જુમ્મા સાથે કોણ કોણ જવા તૈયાર છે?" બેઠાં બેઠાં જ જિતેંદ્રે પૂછયું.

આફ્રિકાવાસી યુવક-યુવતીઓ તમામ તૈયાર થયાં. અમેરિકન, યુરોપિયન અને એશિયાવાસી પચાસેક ભાઈબહેનોએ જવા કબૂલ્યું. એક આખું વિમાન તૈયાર કરવાનું કહી જિતેંદ્રનાથ ઊઠયા. શરતને ખભે હાથ મૂકી દરવાજા તરફ ચાલતાં જિતેંદ્રે પૂછયું: "બધાએ નામ લખાવ્યાં, તેં કેમ નહિ લખાવ્યું, શરત?"

"આફ્રિકાવાસી ક્યાં નમાલા અને શસ્ત્રહીન છે કે અહિંસાનો આશ્રય લઈ વિના કારણ દુઃખ વહોરે?" તલવારનો વાર કરે તેટલી ઉગ્રતાથી શરતે જવાબ આપ્યો. એના હોઠ કંપવા લાગ્યા.

જિતેંદ્ર સાંભળી રહ્યો. શરતનો સ્વભાવ એ જાણતો હતો. શરતની સ્વાતંત્ર્યભાવના ઉપર તે આફરીન હતો; એટલું જ નહિ

પણ જગતની પરાધીન પ્રજાને સ્વાધીન બનાવવાની શરતની ધૂન માટે એ મગરૂબ હતો. દરવાજે આવ્યો એટલે જિતેંદ્રે વહાલથી કહ્યું: "શરત, કાલે ઘેર આવજે. મારે તારું થોડું કામ છે. ઘણા દિવસથી તું નથી આવ્યો એટલે વાસંતી પણ યાદ કરતી હતી."

"બનશે તો આવીશ" શરતે લુખ્ખો જવાબ દીધો.

"બનશે તો નહિ, ચોક્કસ આવજે. આ બાબતનો આપણે નિકાલ લાવવો છે."

"એ નિકાલ નહિ આવે."

"કારણ?"

"મેં પ્રતિજ્ઞા કરી છે."

"કે?"

"જ્યાં સુધી પૂર્વ આફ્રિકાને સ્વાધીન ન બનાવું ત્યાં સુધી વિદ્યાલયનું પાણી હરામ છે!"

"બહુ સારું કર્યું" જરાય ચમક્યા વિના જિતેંદ્રે કહ્યું. "હું તારી પ્રતિજ્ઞા નહિ તોડાવું. ઊલટો એથી હું રાજી થયો છું. કાલે ઘેર જરૂર આવજે. અત્યારે તો વિદ્યાલયમાં જ છો ને?"

"ના જી, હમણાં જ મારું વિમાન તૈયાર કરી ઊપડી જવાનો છું."

"એવી ઉતાવળ શા કામની? એક રાતમાં શું બગડી જવાનું છે?" જિતેંદ્રે ઠપકાભર્યા અવાજે કહ્યું.

"પણ મેં વિદ્યાલયનું પાણી હરામ કર્યું છે તેનું શું?"

"મારા ઘરનું તો નથી કર્યું ને? અત્યારે આપણે ઘેર ચાલ."

જિતેંદ્રના માયાળુ શબ્દે શરત કબૂલ થયો. બન્ને જિતેંદ્રના આવાસ તરફ રવાના થયા.



૬

# શરતકુમાર

કાઠિયાવાડની સંસ્કૃતિનું કેંદ્ર ભાવનગર: ભારતવર્ષમાં થએલી નવરચનાને એ પચાવી ગયું. હિંદુસ્તાનનાં પુનર્જીવિત થએલાં ગામડાંઓને આંટી મારે તેવાં ગામડાં ભાવનગર આસપાસ હતાં. જોનારને ખ્યાલ સુદ્ધાં ન આવે કે ચાલીસ વર્ષ પહેલાં અહીં દેશી રજવાડો હશે. આ બધું ભાવનગરની જાગ્રત થએલી પ્રજાને આભારી હતું.

જૂના જમાનાના અવશેષોમાં જગદીશ શાસ્ત્રી શુદ્ધ બ્રાહ્મણ મનાતા. એમના ત્રણે દીકરા 'સુધરેલ' થઇ ગયા. દેશભરમાં મહાવિપ્લવ થયો, પરંતુ જગદીશ શાસ્ત્રીએ કપાળના ત્રિપુંડને કે ખભાની જનોઈને ન છોડયાં. મરતાં મરતાં પણ એમણે માન્યું કે 'મારા રજનીકાંતનો શરત મોટો થશે ત્યારે સનાતનધર્મનો ઉદ્ધાર કરશે. દેશ પર ઊતરી આવેલાં ક્રાંતિનાં વાદળને વીખેરી નાખશે.' આવી ઝાંઝવાના નીર જેવી મિથ્યા આશા સાથે જગદીશ શાસ્ત્રીએ દેહ છોડયો ત્યારે શરત પાંચ વર્ષનો હતો.

શરતના પિતા યૌવનકાળમાં સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝઝૂમ્યા હતા. શરતની માતા સંસ્કારી અને ખાનદાન કુટુંબની હતી. શરતના

શિક્ષણ માટે એ જાતે કાળજી રાખતી. એ માટે એણે ગુજરાતી, હિંદી અને અંગ્રેજી ભાષામાં લખાએલાં શિક્ષણશાસ્ત્રનાં ઘણાં પુસ્તકો વાંચી લીધાં હતાં. છેલ્લા ધર્મયુદ્ધનાં સ્મરણો એના સ્મૃતિપટ ઉપર તાજાં જ હતાં. પોતાનો લાડકવાયો શરત ગાંધી–જવાહર જેવો મહાન થાય એવા એના મનોરથ હતા. બાળપણથી જ ગાંધી–જવાહરની વાતો શરતને કાને પડતી હતી. માતાના ખોળામાં સૂતો સૂતો શરત મધરાત સુધી વાતો સાંભળ્યા કરતો. મહાત્મા ગાંધીની ઐતિહાસિક કૂચનું વર્ણન સાંભળતાં એની આંખ ચમકવા માંડતી. ધરાસણાની ધાડ, પેશાવરના હત્યાકાંડ અને એને ભુલાવે તેવા અત્યાચારો સાંભળતાં એ માતાની સામે ઊંચું માથું કરી જોયા કરતો. એમાં જ્યારે સરદાર ભગતસિંહની ફાંસીની વીરોચિત, હૃદયદ્રાવક કથા આવતી ત્યારે એ બેઠો થઇ જતો. જગતભરના ગુલામોને બંધનમુક્ત કરાવવા જન્મ્યો હોય તેમ શરત સ્વાતંત્ર્ય-પ્રેમીઓની કથાઓ સાંભળતાં ધરાતો નહિ, આઝાદીના આશકોનાં બલિદાન સાંભળતાં એની ભૂખ–તરશ ઊડી જતાં. શરતની બા પણ દીકરાને પાણી પાવાનું ભૂલીને વાતો કહ્યા જ કરતી. પાડોશણો આ પાગલ મા–દીકરાને જોઇને પ્રશંસાના શબ્દો ઉચ્ચારતીઃ " આ કમળા તો જાણે જીજીબાઇ, એનો શરત જાણે બીજો શિવાજી. " સાંભળીને કમળા પ્યારા શરતને છાતીએ ચાંપતી.

શરત સમજણો થયો ત્યારે શિક્ષક સાથે એને બે ત્રણ વાતમાં બહુ ઝગડો થતો. શરતના શિક્ષક કહેતાઃ " પહેલાં આટલામાં છસો ગામનું એક રાજ્ય હતું. એનો એક રાજા પણ હતો. "

શરત આશ્ચર્યચકિત થઇને પૂછતોઃ " છસો ગામનો એક રાજા ! જાઓ, જાઓ, એટલા બધા માણસ ઉપર એક જણ શી રીતે રાજ કરે ? "

" ખરી વાત કહું છું. એટલાં માણસોનો એક જ ધણી હતો. "

શરત બીજાઈને કહેતોઃ "તો એ માણસો નહિ હોય, મેંઢાં હશે."

શરત બિચારો શું જાણે કે જૂના જમાનામાં એક કાઠિયાવાડમાં સેંકડો રાજા હતા. શરતના શિક્ષક કહેતાઃ "ભાઈ, હજી પણ એના અવશેષરૂપ હિંદી પ્રજાસત્તાક તરફથી થોડા રાજાઓ વર્ષાસન ખાય છે." તો પણ શરતને આ વાત માન્યામાં ન આવતી.

શરતનું બીજું આશ્ચર્ય રેલગાડી વિષે હતું. એક દિવસ શરતના શિક્ષકે કહ્યુંઃ "પહેલાં રેલગાડીને આગળ એન્જિન જોડવામાં આવતું. તેમાં પહેલો બીજો ત્રીજો એવા વર્ગભેદ પાડવામાં આવતા. સ્ત્રી-પુરુષના ડબ્બા જુદા, ડબ્બામાં જુદી જુદી આરામખુરશીઓને બદલે લાંબાં સળંગ પાટિયાં હતાં. એક પાટિયા ઉપર પાંચ પાંચ સાત સાત માણસ સાથે બેસતા." એક પાટિયા ઉપર સાત સાત માણસ બેસવાની વાત સાંભળી શરત હસી હસીને બેવડ વળી ગયો. ડબા આગળ એન્જિન રાખતા હશે તે માની શકાય, પહેલા બીજા વર્ગનું કોણ જાણે, પણ એક સળંગ પાટિયું, એના ઉપર સાત સાત માણસ ખડકાય, એ વાત કેમે કરી શરતને ગળે ઊતરે નહિ. પરંતુ જ્યારે તે ચોપડીઓ વાંચતો થયો ત્યારે જૂના જમાનાનો એને ખ્યાલ આવ્યો. એ સડેલા જમાના તરફ એને તિરસ્કાર છૂટયો. એમાં જ્યારે એને ખબર પડી કે હજી આફ્રિકા વગેરે દેશોમાં એવું જ ચાલે છે ત્યારે એની આંખમાંથી અંગાર ખર્યા, એનું ખાવુંપીવું ઝેર થઈ ગયું. વિનીતની પરીક્ષા માંડ પસાર કરી અને દિલ્હી જઈ આંતરરાષ્ટ્રીય વિદ્યાલયમાં દાખલ થયો.

એ વરસમાં શરત આખા મહાવિદ્યાલયનો માનીતો થઈ પડયો. પરદેશીઓ ઉપર એને ખાસ પ્રેમ. બહારથી કોઈ અજાણ્યો વિદ્યાર્થી આવે તેને જાણીતો કરી દેવો, અધ્યાપકોની ઓળખાણ કરાવી આપવી વગેરે કામ શરતનું. અભ્યાસમાં એક્કો. જે વિષય

હાથમાં લે તે પૂરો શીખી લે. વિમાન ચલાવવાનું એણે શોખ ખાતર શીખી લીધું હતું. અમેરિકા પાછા ફરેલા વિમાની અધ્યાપકે શરતની હોશિયારી ઉપર રીઝી થઇને એને એક વિમાન બક્ષીસ આપ્યું હતું. વિદ્યાલયમાં શરત સર્વત્ર દેખાતો તેમ છાત્રાલયમાં પણ એ આગળ પડતો કાર્યકર્તા હતો. ભોજનાલયની વ્યવસ્થા, પાયખાનાની વ્યવસ્થા, ચર્ચાસંઘ, સંમેલનો વગેરેમાં શરતકુમારનું નામ હોય જ. વિદ્યાર્થીમંડળનો શરત પ્રમુખ હતો.

છેલ્લા આઠ દિવસથી શરતનું ચક્કર ફર્યું હતું. જ્યારે ઇસ્માઇલ ઉપર નૈરોબીથી એના મિત્રનો પત્ર આવ્યો ત્યારે શરતે એને કહ્યું: "તારી જગ્યાએ હું હોત તો ઊડીને આફ્રિકા પહોંચી જાત !" શરતે આફ્રિકન વિદ્યાર્થી ઉમારીની ઘણી વાતો સાંભળી હતી. છાપાંમાં બળવાના સમાચાર એ ચીવટથી વાંચતો. આફ્રિકન પ્રશ્ન ઉપર વિદ્યાલયનું સંમેલન ગોઠવનાર શરત હતો. આફ્રિકાના પ્રશ્નમાં એણે ઊંડો રસ લેવા માંડ્યો. અને એનો છેવટનો નિશ્ચય આપણે પાછલા પ્રકરણમાં જોઇ ગયા.



૭

# ઉમારીની મદદે

જિતેંદ્ર અને શરત પાછા ફર્યા ત્યારે મધરાત થવા આવી હતી. જિતેંદ્રની રાહમાં જરૂરી કામ લઈ વાસંતીદેવી જાગતી બેઠી હતી. બે જણનો અવાજ સાંભળી એણે બહાર જોયું. જિતેંદ્ર સાથે શરતને આવતો જોઈ એ બારણા સુધી સામે આવી. શરત ઉતાવળે પગલે આગળ આવ્યો અને વાસંતીને વિનયથી નમન કર્યું.

"આજ તું ક્યાંથી ભૂલો પડ્યો શરત!"

"જિતુભાઈ લઈ આવ્યા."

"સારું કર્યું. સુવાનું અહીં જ રાખીશ ને?"

"અરે! એણે તો વિદ્યાલયનું પાણી હરામ કર્યું છે!" જિતેંદ્રે વચ્ચે જ કહ્યું.

"હોય નહિ. કેમ કાંઈ વાંધો પડ્યો? આવ અંદર આવ, નિરાંતે વાત કર, શું થયું?" ઓરડામાં પાથરેલી ગાદી ઉપર જિતેંદ્ર અને વાસંતી બેઠાં. શરત ગાદી નજીક શેતરંજી પર બેઠો.

"વાત કર શું થયું?" વાસંતીએ અધીરાઈ બતાવી.

"એ વાત લાંબી છે."

"તો રાત ક્યાં ટૂંકી છે."

"એવી નજીવી બાબતમાં તમારો વખત બગાડવાથી શો લાભ?" શરતે ચર્ચામાંથી બચવા પ્રયત્ન કર્યો.

"નજીવી બાબત? મારે મન શરતના જીવનનો પ્રશ્ન સૌથી મહત્ત્વનો છે. ચાલ, મોંઘો થયા વિના વાત શરૂ કર."

"જિતુભાઈ બધું જાણે છે, તેઓ કહેશે."

"મારે તો તારે મોઢેથી જ સાંભળવું છે" વાસંતીએ હઠ પકડી.

"સાંભળો ત્યારે," શરતે ન છૂટકે કહેવા માંડયું. "આજે આફ્રિકન પ્રશ્ન ઉપર વિદ્યાલયમાં વિદ્યાર્થીસંમેલન ભરાયું હતું...."

"હું જાણું છું. કામને લીધે ન આવી શકી."

"બાના જુમ્માએ અને આફ્રિકાવાસી યુવક-યુવતીઓએ પૂર્વ આફ્રિકા જવાનો નિર્ણય કર્યો. પચાસેક બીજા જુવાનો પણ જશે." શરતે તટસ્થ ભાવે સંમેલનનો અહેવાલ સંભળાવ્યો.

"તેં શો વિચાર રાખ્યો છે?" વાસંતીએ સીધો સવાલ પૂછ્યો.

"બાના ઉમારીને મદદ કરવાનો." શરતે ટૂંકું પતાવ્યું.

"હું પણ ઉમારીને મદદ કરવાની છું."

"તમે શરતનું કહેવું બરાબર ન સમજ્યાં" જિતેંદ્રે કહ્યું.

"સમજી છું. બાના જુમ્માની મંડળી અહિંસક છે. ઉમારી હિંસક છે. આ ભાઇસાહેબ હિંસાવાદમાં માને છે, એટલે આમ બોલે છે. કેમ ખરું કે શરત?"

"બરાબર છે" શરતે બેધડક કબૂલ કર્યું.

"સભામાં જિતુભાણુ કાંઈ બોલ્યા હતા?" વાસંતીએ પૂછ્યું.

"જિતુભાઇએ અહિંસાના ઝંડાધારીને છાજે તેવું ગંભીર અસરકારક પ્રવચન કર્યું હતું."

"છતાં તારે ગળે વાત ન ઊતરી!" વાસંતીએ કટાક્ષમાં કહ્યું.

"હા, મારે ગળે ન ઊતરી."

"તું બહુ હઠીલો છે શરત, લીધી વાત મૂક નહિ. તને ખબર છે? હિંસાથી સ્વરાજ મેળવતાં ચીન અર્ધું થઇ ગયું'તું. હિંસાની બદીમાં યુરોપ ભૂખે મરતું થયું. તું તો હજી બાળક છે. આ છેલ્લાં પચીસ વરસમાં એવો એક પણ રાજપુરુષ નથી રહ્યો જેને

હિંસામાં શ્રદ્ધા રહી હોય. પરંતુ તું અહિંસાને પૂજનારો છે. તને એ વાત નવી શીખવવી પડે તેમ નથી. માત્ર ઉમારી તરફના પૂજ્યભાવને લીધે જ તું હિંસા તરફ ખેંચાયો છે."

"એ વાત ખરી છે."

"ત્યારે ઊઠ. તને એક ખાનગી વસ્તુ બતાવું, જે હજી જિતુભાઈ પણ નથી જાણતા."

શરત ઊઠયો: વાસંતી તેને પડખેના ઓરડામાં લઈ ગઈ. કબાટ ખોલી પેટીમાંથી ઉમારીનો પત્ર કાઢયો. શરતના હાથમાં મૂકી કહ્યું: "વાંચ."

કાગળ વાંચીને શરતે આશ્ચર્યથી પૂછયું: "બાના ઉમારી આપના દોસ્ત છે?"

"ના, ના; તું એકલો એને ઓળખે છે!"

"વિદ્યાલયમાં ભણતા એટલે કદાચ ઓળખતા હોય પણ આટલી મિત્રતા ક્યાંથી?"

"એ બધું પછી કહીશ. હું ઉમારીને મદદ કરવા માગું છું. એ વાતની તને ખાતરી થઈ કે નહિ?"

"હાજી, હવે ખાતરી થઈ."

"જો ત્યારે, ઈશ્વરે તને એ માટે જ અહીં મોકલ્યો છે. મારે માથે ભારે જવાબદારી ન હોત તો હું જાતે ઉમારીની મદદે પહોંચી ગઈ હોત. પરંતુ આજે મારાથી હિંદનો કિનારો છોડાય તેમ નથી; પણ મારા બાલમિત્રને એના મહાન કાર્યમાં સહાય કરવાનું ભગીરથ કામ હું મારા નાનાભાઈ શરતને સોંપવા માગું છું. શરત એ કામ કરશે કે?"

"જરૂર કરશે."

"પણ એક શરતે. ત્યાં જઇ તારે મારફાડ નથી કરવાની. વિનાશના ઘોર પંથેથી ઉમારીને તું પાછો વાળી શકીશ, એવી શ્રદ્ધાથી તને મોકલું છું. તારામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે."

શરતે ઊંચે જોયું. વાસંતી આતુરતાથી જવાબની રાહ જોતી હતી. શરત ઘડીભર મૂંગો રહ્યો. પછી પોતાનો આખરી નિર્ણય સંભળાવી દીધો: "તમારી આજ્ઞા છે તો હું અહિંસક રહીને બાના ઉમારીને મદદ કરીશ."

"બસ જીવતો રહે. હવે મને નિરાંત વળી. તું કયારે નીકળીશ?"

"આપ કહો તો અત્યારે."

"ના, અત્યારે નહિ. કાલ સવારે જજે."

શરતનો શુભ નિર્ણય સાંભળીને જિતેંદ્રનાથને સંતોષ થયો. ઘડિયાળમાં અઢી થયા હતા. જિતેંદ્રે કહ્યું:

"શરત, ઊઠો હવે, સૂઈ જાઓ. આ ઓરડામાં તારી પથારી કરી રાખી છે."

"કોણે કરી?"

"મેં કરી. તમે વાતો કરતાં હતાં, મેં કામ પતાવ્યું."

"તમે પણ જબરા છો" વાસંતીએ પ્રશંસાના ઉદ્ગાર કાઢયા.

"આપની પથારી?"

"આ રહી."

એક શેતરંજી ઉપર પોતાને હાથે ધોએલાં કપડાંની ગડી કરી તેનું ઓશીકું બનાવ્યું હતું અને એક પાતળી શાલ ઓઢવા રાખી હતી.

શરતે ગાદલું કાઢી નાખ્યું અને જિતેંદ્રનાથની પાસે ઓશીકાભર વે સૂઈ રહ્યો.

❧

## ૮

# સ્વમાની છોકરો

**હ્રરિયાની** સપાટીથી નવ હજાર ફૂટ ઊંચે ટીંબોરવા નામનું રેલવે સ્ટેશન આવેલું છે. સ્ટેશનમાસ્તર +હુસેન શાંત અને ભલા આફ્રિકન હતા. સુધરેલ જમાના પ્રમાણે તેમણે એક જ બીબી રાખી હતી. સાત ખોટનો ઉમારી બાપનું નામ રાખે તેવો થયો હતો. ઉમારીને ભારે ખર્ચ કરી નૈરોબી ભણવા મોકલ્યો હતો. હમણાં રજાઓમાં ઉમારી ઘેર આવ્યો છે.

માપીને ઘડયું હોય તેવું ઘાટીલું, સુંદર અને સુદૃઢ શરીરઃ સીસમ જેવો ચળકતો કાળો ભમ્મર વાનઃ રૂપાળા વાંકડિયા વાળઃ તેજસ્વી આંખોઃ ફૂલેલાં નસકોરાંઃ સહેજ આગળ પડતા હોઠઃ દાડમની કળી જેવા સફેદ દાંતઃ બાર વર્ષનો ઉમારી જુવાનજોધ દેખાતો. હસમુખો અને મળતાવડો, નિર્દોષ અને આનંદી ઉમારી સૌને પરાણે વહાલો લાગતો. હુસેનનો શાંત અને ભલો સ્વભાવ ઉમારીમાં દેખાતો ન હતો, પરંતુ હુસેનનું દેશાભિમાન ઉમારીમાં સોળે કળાએ પ્રકટી નીકળ્યું હતું. હુસેનની દેશપ્રીતિ પ્રસિદ્ધ હતી. એણે કુદરતી ખોરાક છોડયો ન હતો. સ્ટેશનમાં જવા પૂરતાં જ એ કોટપાટલૂન પહેરતો. ઉમારીનું તોફાન હદ બહારનું નહોતું, છતાં લોકો કંટાળી જઈને કહેતાઃ " આ છોકરો હુસેનની કીર્તિ ધૂળ મેળવશે."

---

+ પૂર્વ આફ્રિકાના મૂળ ધર્મીઓનાં નામ અપભ્રષ્ટ થએલાં છે. દાખલા તરીકે કાસમનું હાસીમુ. ઊમરનું ઊમારી. સાલમનું સાલીમુ. આ પુસ્તકમાં સુધરેલ જમાના પ્રમાણે ઘણાંનાં મૂળનામ રાખવામાં આવ્યાં છે.

એક તાજો જ દાખલો બન્યો.

નકુરૂથી નીકળેલ યુગાન્ડા મેલ સવારના ૭ વાગે ટીંબોરવા આવી પહોંચ્યો. ગાડીનો અવાજ સાંભળી ઉમારી જાગી ગયો, પથારીમાંથી ઊઠીને આંખો ચોળતો બારણામાં ઊભો હતો એવામાં એકાએક એની નજર પાણીના નળ ઉપર પડી. એક આફ્રિકન બહેન કાખમાં તેડેલા બાળકને પાણી પાતી હતી ત્યાં એક હિંદી જુવાન દોડતો આવ્યો, બાઇને ધક્કો મારી એક તરફ ખસેડી નાખી, પોતાનો લોટો નળ આગળ ધર્યો. બાઇ બિચારી પડતી પડતી રહી ગઇ. બાળક માંડ હાથમાં રહ્યું. ડબામાં બેઠેલા લોકો ખડખડાટ હસી પડયા !

આ બધું એક પળમાં બની ગયું.

: સામે ઊભેલા ઉમારીનું માથું ફાટ ફાટ થવા લાગ્યું. એને પગથી માથા સુધી ઝાળ લાગી, એની કાળી ભમ્મર કાયા ઉપર બત્રીસ કરોડ રૂંવાડાં અવળાં થઇ ગયાં. એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના એણે દોટ મૂકી. થપ્પડ મારીને પેલા જુવાનને હડસેલી દીધો. લોટો એક કોર ઊડી પડયો. એક કાળા માણસને હાથે થતું અપમાન જોઇ હિંદી જુવાન ખીજાઇ ગયો, ઉમારીને એણે લાત લગાવી. ઉમારીએ સામી અડાવી. જોતજોતામાં વાત વધી પડી. ડબ્બો આખો ખાલી થઇ ગયો, ગાર્ડ અને પોલીસ દોડયા આવ્યા. હુસેન આવીને જુએ તો ટોળાની વચ્ચોવચ્ચ ઉમારી કાળભૈરવ જેવો ઊભો છે, પહેરણની બાંયો ચડાવીને હાથની મુઠ્ઠીઓ વાળી દીધી છે. ઉમારીની આંખમાંથી ખૂન વરસે છે. મહામુસીબતે પોલીસ ઉમારીને સમજાવી એક તરફ લઇ ગયો. ગાડી ઊપડી ગઈ પણ ઉમારીની રીસ ઊતરી નહિ, હુસેન ઘેર આવ્યો ત્યારે ઉમારી ગાદલામાં ઊંધું માથું નાખી ડૂસકે ડૂસકે રોતો હતો !



૯

# 'મારું નામ ઉમારી નહિ'

નૈરોબીના બજારમાં ઉમારી એક દોસ્ત સાથે ચાલ્યો જાય છે. હાથમાં રૂમાલની અંદર કેળાં છે. બન્ને દોસ્તો ગામગપાટા લગાવતા ચાલ્યા જાય છે, એમાં પાછળથી એક અંગ્રેજ કારકૂન મારતી સાઇકલે નીકળ્યો, ઘંટડી વગાડી નહિ હોય કે બે દોસ્તોએ વાતોમાં સાંભળી નહિ હોય, ગમે તેમ પણ સાઇકલ ઉમારી સાથે ભટકાઇ અને અંગ્રેજ જુવાન એક તરફ ગબડી પડયો. બહુ વાગ્યું તો નહિ, પણ રસ્તો તાજો છંટાયલો હોવાથી પાટલૂન ખરડાયું. અંગ્રેજ રીસમાં ઊઠયોઃ 'યૂ શેન્જી[1]' કહીને ઉમારીના પડખામાં ઠોંસો લગાવી દીધો. તરત જ ઉમારીનો પિત્તો ગયો. સાઇકલના પેડલથી એની પિંડીમાંથી લોહી નીકળ્યું હતું. માફી માગવાને બદલે ગોરાએ ઠોંસો માર્યો ત્યારે ઉમારીનો મિજાજ હાથથી ગયો. આગળ પાછળનો વિચાર કર્યા વિના 'શેન્જી બાબા યાકો[2]' કહીને હાથમાંનો કીબોકો[3] ગોરાના બરડામાં ફટકાર્યો! બસ ખલાસ! એક તો ગોરો અને એમાં અંગ્રેજ; ધુંઆ પુંઆ થઈ ગયો. ઉમારીને બોચીએ ઝાલ્યો. મુક્કા અને લાતો લગાવવા માંડયો. માણસનું મોટું ટોળું જમા થઇ ગયું. ઉમારી યથાશક્તિ જવાબ આપતો હતો. બે ત્રણ પોલીસ દોડયા આવ્યા. ઉમારીને પકડીને પોલીસથાણે લઇ ગયા. ગોરા કારકૂને ઉમારી વિરુદ્ધ ફરિયાદ નોંધાવી. ઉમારીને અટકમાં રાખ્યો.

છાત્રાલયના ગૃહપતિને ખબર પડી એટલે એ બબડયાઃ "એ હરામખોર એ જ લાગનો હતો."

---

૧ જંગલી ૨ જંગલી તારો બાપ. ૩ ગેંડાની ચામડીની સોટી.

ગોરા ઉપર ભરબજારમાં હાથ ઉપાડવાનો આ પહેલો જ પ્રસંગ હતો. અજ્ઞાન આફ્રિકનો અંદર અંદર વાતો કરવા લાગ્યા: "પાંચ વરસની જેલ મળશે."

નૈરોબીમાં ઇસ્માઇલ કરીને એક આફ્રિકન બેરિસ્ટર હતા. તાજા જ વિલાયતથી આવેલા. તેમને ખબર મળ્યા. તરત પોલીસ-ચોકીએ આવ્યા. ફોજદાર આફ્રિકાવાસી હતો. બેરિસ્ટરને સલામ કરી એણે ખુરશી આપી.

"કેમ પધારવું થયું બાના?" ફોજદારે વિનયથી પૂછ્યું.

"આજે તમે એક છોકરાને અટકમાં લીધો છે?"

"હા, કેમ?"

"એને છોડાવવા આવ્યો છું."

"અરે જવા દો બાના, એ તો બહુ તોફાની છે, આખા શહેરમાં એના જેવો હરામખોર કોઇ નથી. આપ વિચાર તો કરો, નહિતર ગોરા ઉપર હાથ ઉપાડે?" ફોજદારે ખૂણામાં બેઠેલા ઉમારી તરફ તિરસ્કારભરી નજર ફેંકી.

"હશે, જે થયું તે થયું. આ વખતે છોડી મૂકો."

"મને ઉપરી તરફથી ઠપકો મળે."

"હું તમારા ઉપરીને વાત કરતો આવ્યો છું. એણે કહ્યું છે કે ફોજદારને ઠીક લાગે તો છોડી મૂકે. આ વખતે આટલી દયા કરો, ફરી આવું નહિ કરે."

ફોજદાર પીગળતો લાગ્યો. ઇસ્માઇલે ચોમેર નજર ફેરવી, ઉમારી ખૂણામાં બેઠો હતો. ફોજદારને સારું લગાડવા ઇસ્માઇલે ઉમારીને કહ્યું: "છોકરા! આમ આવ, જો, તારી વતી હું માફી માગું છું. ફોજદાર સાહેબ દયા કરીને આ વખતે છોડી મૂકે છે, ફરી આવું કરીશ નહિ."

શબ્દે શબ્દે ઉમારીની છાતીમાં તીર ભોંકાયાં. એનું માથું ભમવા લાગ્યું. એને થયું: 'આ મારા દેશભાઈઓ! આટલા ક્ષુદ્ર! પેલો ગોરો વિના કારણુ મને મારી ગયો, ઉપરાંત મને અટકમાં રાખ્યો અને હવે આ ભાઈસાહેબ બધો વાંક મારો હોય તેમ મારી વતી માફી માગવા આવ્યા છે!' ઉમારીથી આ ન સંખાયું. એ ગરજી ઊઠયો: "તમને બીજાની વાતમાં ડહાપણું કરવા કોણે બોલાવ્યા છે? એક ગોરો કારકૂન ભરબજારમાં તમારા ભાઈને મારે, કેદ પુરાવે, તમારે એને છોડાવવા દયાની ભીખ માગવી પડે! તમને સ્વમાન છે કે નહિ? મહેરબાની કરીને ઘર ભેગા થઈ જાઓ. મારી વતી કોઈને માફી માગવાની જરૂર નથી."

બૅરિસ્ટર સાંભળી રહ્યો. ફોજદારે હસીને કહ્યું: "હું નહોતો કહેતો કે છોકરો એ જ લાગનો છે." સાંભળીને ઉમારી ફરી તડૂક્યો: "હા હા, એ જ લાગનો છે. તારું ચાલે તો ફાંસીએ લટકાવજે."

ભલા બૅરિસ્ટરે ઉમારીને બાળક ગણી એની વાત કાને ધરી નહિ. ફોજદારને કહ્યું: "એના બોલવા સામે ન જોતાં આ એક વાર મારી ખાતર છોડી મૂકો." ઉમારી કંઈક બોલવા જતો હતો પણ આ ભલા માણસની લાગણી ન દુભવવા મૂંગો રહ્યો.

ફોજદારે પોલીસને હુકમ કર્યો: 'છોડી મૂકો એ હરામખોરને! ખબરદાર હવે ગોરા ઉપર હાથ ઉપાડયો તો."

'ગોરા' શબ્દ સાંભળીને ઉમારી ઊછળી પડયો:

"હાથ નહિ ઉપાડું, હવે ફીબોકો યે નહિ મારું, પણ ફરી કોઈ આવી તુમાખી કરવા આવશે તો ચામડી ઊતરડી નાખીશ. તમારે એનો રોટલો ખાવો છે, મારે નથી ખાવો. તમને તમારા દેશનું અભિમાન નથી, મને છે. આ ગોરા આપણા જ દેશની અંદર આપણી જ કાંધ ઉપર ચડી બેઠા છે. રાતદિવસ એ

આપણાં લોહી ચૂસી રહ્યા છે. અરે! આપણને પશુસમાન ગુલામ ગણે છે. પણ હું સોગન ખાઇને કહું છું..." ઉમારી ટટ્ટાર થયો, છાતી સહેજ આગળ આવી, હાથની મુઠ્ઠીઓ વળાઇ ગઇ, ચહેરા ઉપર ખુદાઈ નૂર આવ્યું. એણે જુસ્સાથી વાક્ય પૂરું કર્યુંઃ "કે સત્તાના મદમાં છકી ગએલા આ ગોરાઓને આફ્રિકાનો કિનારો છોડાવી ન દઉં તો મારું નામ ઉમારી નહિ."

બેરિસ્ટર અને ફોજદાર દિગ્મૂઢ બની તેના કાંતિમાન ચહેરા તરફ જોઈ રહ્યા. બેરિસ્ટરને સલામ કરી ઉમારી ચાલ્યો ગયો.

"છોકરો જબરો છે!" બન્નેના મુખમાંથી એકસાથે ઉદ્ગાર નીકળી પડયા.



## ૧૦

## છાત્રાલયમાંથી કાઢી મૂકયો

"બાના, ઉમારી આવ્યો લાગે છે" ઉમારીના દોસ્તે ગૃહપતિને કહ્યું.

"ભલે આવ્યો, બારણું ઉઘાડશો નહિ." ગૃહપતિએ ગુસ્સામાં જવાબ વાળ્યો.

"પણ બિચારો સવારનો ભૂખ્યો છે."

"ભલે રહ્યો ભૂખ્યો. એ એ જ લાગનો છે. શા માટે નકામી તકરારો ઊભી કરે છે? ભણવું નહિ, ગણવું નહિ, અને આખો

દિવસ તોફાન! આપણે ત્યાં એ નહિ ચાલે!" ગૃહપતિએ પંતૂજીપણું બતાવવા માંડયું.

"બાના, ખોલો" ઉમારીનો અવાજ સંભળાયો.

"ચાલ્યો જા ગમે ત્યાં, તારે માટે અહીં જગ્યા નથી."

"મારાં કપડાં અંદર છે."

"કપડાં તારા બાપાને મોકલી આપીશ."

ઉમારીએ ઘડીભર વિચાર કર્યો: 'આવું અપમાન કેમ સહન થાય? અહીં રહેવાથી શો ફાયદો? રાતે ગમે ત્યાં પડયો રહીશ. સવારમાં પગે ચાલીને ટીંબોરવા જઈશ.' ઉમારી પાછો ફરવાની તૈયારી કરે છે ત્યાં અંદર ઉમારીના મિત્રોએ ગૃહપતિને મનાવીને બારણું ખોલાવ્યું. ઉમારી સીધો પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. બેચાર ભાઈબંધ ઉમારી ફરતા વિંટળાઇ વળ્યા. ઉમારીએ બધી વાત બની હતી એટલા જ જુસ્સાથી કહી સંભળાવી. સૌના મનમાં ઉમારી માટે માન પ્રગટયું. માત્ર દૂર બેઠેલા ગૃહપતિ તિરસ્કારથી હસતા હતા.

"તને છોડાવવા ઇરમાઇલ બૅરિસ્ટર આવ્યા હતા?" એક વિદ્યાર્થીએ આશ્ચર્યચકિત થઈ પૂછયું.

"હા, આવ્યા'તા. એ બિચારા બહુ ભલા માણસ છે. પણ ન આવ્યા હોત તો સારું. જરા મજા પડત, જેલ જોઇ આવત."

"જા, જા, તારાથી તે જેલમાં જવાય? તારા બાપા સ્ટેશન માસ્તર કહેવાય. બિચારા લાજી મરે ને!"

"મારા બાપુ લાજે એવા નથી, ઊલટા રાજી થઇને કહેત કે 'મારો બેટો ખરો બહાદૂર, ગોરાને ઠિકોઠો ફટકાર્યો.'"

"તું આવો વિચિત્ર કેમ છે ઉમારી?" એક નાનકડા વિદ્યાર્થીએ પૂછયું.

"વિચિત્ર શેનો? મોટા થશો ત્યારે તમે પણ એવા જ થઇ જશો. હજી તમને ખબર નથી. આપણા દેશમાં કોનું રાજ્ય ચાલે છે?" પોતે મોટો પીઢ માણસ હોય તેમ પંદર વર્ષનો ઉમારી બોલ્યો.

"ઉમારીભાઈ, તું અંગ્રેજ સરકારને ગાળો દે છે તે તને મારી નહિ નાખે?" એક વિદ્યાર્થીએ પ્રશ્ન કર્યો.

"અરે! કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે મારો વાળ વાંકો કરી શકે? અને તેમ છતાં દેશને ખાતર જાન જાય એ તો મોટું ભાગ્ય મનાય!" બોલતાં બોલતાં ઉમારીના મુખ પરની નસો તરી આવી.

નાના મોટા બધા છોકરાઓને દેશને નામે મરી ફીટવાનું મન થઇ આવ્યું.

મધરાત વીતી ગઈ છતાં કોઇને સૂવાનું મન થતું નથી. ગૃહપતિ જ્યાં બેઠા હતા ત્યાં જ જામી ગયા. ઉમારીની આંખમાં તો ઊંઘ છે જ નહિ. એને તો એમ થાય છે કે કાલ સવારે આ ગોરાઓને દેશપાર કરી દઉં! થોડી વાર કોઇ બોલ્યું નહિ, પછી એક સાત વરસના છોકરાએ સવાલ કર્યો: "હેં ઉમારીભાઇ, તમે આવું તોફાન કરો છો તે તમારા બાપુ તમને વઢે નહિ?"

"મારા બાપા વઢે જ નહિ. વઢે તો હું ઘેર ન જાઉં."

"શાબાશ, એ બહુ મજાનું."

વાતો કરતા સૌ ઊંઘી ગયા. ઉમારીને સારી રાત નીંદ ન આવી. સવારની બંદગીનો ઘંટ વાગ્યો ત્યારે તે જાગતો બેઠો હતો. નમાજ પૂરી થઇ એટલે ગૃહપતિએ ઉમારીને બોલાવ્યો.

"જો ઉમારી, તારે આજે અહીં જમવાનું નથી." ગૃહપતિએ કડકાઇથી કહ્યું.

"તે નહિ જમીએ" રૂઆબથી અને બેદરકારીથી ઉમારીએ જવાબ વાળ્યો.

ગૃહપતિએ ઉમારીનો જવાબ ન સાંભળ્યો હોય તેમ આગળ ચલાવ્યું: "એટલું જ નહિ પણ તારાં કપડાંલત્તાં, ચીજવસ્તુ લઇને છાત્રાલયમાંથી હમણાં ને હમણાં ચાલ્યો જા."

"ચાલ્યો જઇશ. પહેલા મારા અનામતના પૈસા લાવો."

"પૈસા તને નહિ મળે."

"કેમ નહિ મળે? મારા પૈસા મને નહિ મળે!?"

"હા, તને નહિ મળે. મને તારા પર ભરોસો નથી. તારા બાપાને સીધા મોકલી આપીશ."

"કાંઇ વાંધો નહિ. પૈસા વગર મરી નહિ જાઉં. પગે ચાલીને ટીંબોરવા જઇશ." ઉમારી ઊભો થઈ ગયો.

"જોઈ લેજો આ દોઢસો માઇલ ચાલનારની મોઢી!" ગૃહપતિએ માંકડા જેવું મોઢું કરી નફ્ફટ મશ્કરી કરી.

'તમને હસવું આવે છે પણ યાદ રાખજો, ટીંબોરવા ગયા પછી તમારી વાત છે" ઉમારીએ દમ છાંટયો.

ગૃહપતિને આથી વધારે ચેતવણીની જરૂર ન હતી. તરત જ એમણે ફેરવી વાળ્યું: "બસ, ઉમારી ડરી ગયો? હું તો તારી પરીક્ષા કરતો હતો, જોતો હતો કે ઉમારી કેવોક બહાદુર છે. તું તારે ખુશીથી ભાડાના પૈસા લઈ જજે. રસ્તામાં નાસ્તાપાણી માટે જોઇએ તે પણ લઇ જજે."

બધા વિદ્યાર્થીઓ આ અચાનક ફેરફાર જોઇ નવાઇ પામ્યા.

રેલભાડું લઈ ઉમારીએ છાત્રાલયને છેલ્લા સલામ કર્યા.

## ૧૧

# પ્રેમળ માતપિતા

ઉમારીને પડખામાં બેસાડીને એની અમ્મા વહાલથી સમજાવે છે: "બેટા, તું આવો ગાંડો કેમ થયો? તારા બાપુ લોહીનું પાણી કરીને કમાએલ પૈસા તારા ભણતર માટે ખરચે છે. કેટલા બધા પૈસા દરમહિને નૈરોબી મોકલતા? હજી મોકલત. તું શા માટે નાસી આવ્યો, બચ્ચા?"

આવી હેતાળ પણ અણસમજુ માને શો ઉત્તર આપવો તે ન સમજાતાં માની અને લાગણીપ્રધાન ઉમારી અમ્માના ખોળામાં માથું મૂકીને રોઇ પડયો—પશ્ચાત્તાપથી નહિ પણ પોતાની ઉગ્ર ભાવના અને લાગણીઓને દુનિયા સમજતી નથી તેથી. હુસેન ઘેર આવ્યો ને જુએ તો ઉમારી માતાના ખોળામાં માથું નાખીને પડયો છે. ભલા અને પ્રેમળ હુસેનને ઉમારી પાછો આવ્યો તેનું કોઈ નથી. એણે પૂછયું પણ નથી કે "તું શા માટે ચાલ્યો આવ્યો?" હુસેને ઉમારીનો હાથ પકડી સ્નેહથી કહ્યું: "કાંઇ નહિ બેટા, ન ગમ્યું અને ચાલ્યો આવ્યો તેમાં શું બગડી ગયું? હું તને ઘેર ભણાવીશ. મારા ભાઈબંધ પાસે કંપાલા મોકલીશ."

પિતાના વાત્સલ્યભર્યા શબ્દોથી ઉમારી કંઈક શાંત થયો. પણ અંતરની વરાળ એ કોની પાસે જઇ ઠાલવે? એ કોની પાસે જઇને કહે કે 'ગોરાને કિઓકો મારવા ખાતર છાત્રાલય છોડવું પડયું!' થોડી વાર એ ધરતી સામે જોઇ રહ્યો. ઉમારીને આમ ઉદાસ જોઇ અમ્માએ તેના વાંસા પર હાથ ફેરવ્યો, દિલાસો આપતી હોય તેમ રાજી કરવા પૂછયું: "બેટા! આજે કેળાંનું શાક કરું ને? તને બહુ ભાવે છે."

ઉમારીએ માને ખુશ કરવા કહ્યું: "હા, અમ્મા."

ઉમારીની અમ્માને જાણે બારે મેઘ ખાંગા થઇ ગયા.

ગાડી ગયા પછી ઉમારી સ્ટેશનમાં ગયો, હુસેન ટિકિટનો હિસાબ કરતો હતો. ઉમારીને દેખીને ચોપડો બંધ કર્યો. ટેબલ પાસે લાવીને કહ્યું: "આવ, બેસ બેટા!" ઉમારી બેઠો. એનું હૈયું ભારે હતું. હુસેને એનું દિલ બહલાવતાં પૂછયું:

"તેં જીંજા-કંપાલા જોયું છે કે?"

"નથી જોયું."

"મને લાગે છે, તને ત્યાં બહુ મજા પડશે. ત્યાંનું સૃષ્ટિ-સૌંદર્ય જોઇને જ તારું દિલ લલચાશે. વિકટોરિયા, ન્યાંઝા અને નાઇલનું મૂળ જોઇને તું ખુશ ખુશ થઈ જઈશ."

"જીંજા-કંપાલામાં ગોરા રહે છે કે નહિ?"

"ઘણા" હુસેને સહર્ષ કહ્યું.

"તો મારે ત્યાં નથી જવું."

"કેમ એમ?"

"આ બધી મોંકાણ એમાં જ થઇ છે." કહીને ઉમારીએ નૈરોબી છોડયાનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

"ઓહો! એમાં તું આટલો બધો રાતો પીળો થઈ ગયો છે? અમારે તો રોજ એવાં અપમાન સહેવાં પડે છે: આમાં તે શું મોટું અપમાન થયું છે?" હુસેને કહ્યું.

"પણ આપણને ઢોરથી હલકા ગણે છે!"

"ગણે છે ને?"

"તે શેના ગણે?"

"આપણે અહીં પેસવા દીધા એટલે."

"તમે પણ આવું શું બોલો છો બાપુ, મને તો એના ઉપર કાળ ચડે છે" ઉમારીએ રીસમાં કહ્યું.

"ચડે કે ન ચડે, એ આપણા દેશમાંથી નીકળવાના નથી."

"એને દેશપાર કરવાનો કોઇ ઉપાય નથી?"

"નથીસ્તો. આપણો દેશ અજ્ઞાન અને જંગલી છે. ગોરાઓ ભણેલા અને પહોંચેલ છે. એટલે આપણને દબાવી રાખે છે."

"ગોરાને કોઇ હાંકી કાઢે તો તો તમે રાજી થાઓ કે નહિ, બાપુ!"

"જરૂર થાઉં, પણ એવો કોઈ દેખાતો નથી."

"મને દેખાય છે."

"કોણ?"

"તમારો ઉમારી!"

"ઉમારીનું એ ગજું નહિ. ગોરા પાસે લાવલશ્કર, તોપ, ગોળા, એ કાંઇ જેવો તેવો છે? હા, એવો કોઇ જાગે જે પૂરા આફ્રિકાની પ્રજાને જગાડે, જન્મભૂમિ પ્રાણ થકી પ્યારી છે એવું શીખવે, માતૃભૂમિ ખાતર મરી ફીટવાનું શીખવે, એને માટે કુટુંબકબીલો બધું છોડવાનું સમજાવે: તો કાંઇક વળે...પણ એ બહુ મુશ્કેલ છે. એમાં ડગલે ને પગલે ભયંકર જોખમ ખેડવાં પડે, અસાધારણ સાહસ ખેડવાં પડે. એ કાંઇ આપણા ખેલ નથી." હુસેન શ્વાસ ખાવા રોકાયો. થોડી વાર રહીને આગળ ચલાવ્યું: "તેં હિંદુસ્તાનનો ઇતિહાસ નહિ વાંચ્યો હોય. એ લોકો પચાસ વરસ પહેલાં આપણા જેવા જ ગુલામ હતા. આ ગોરા અંગ્રેજ ત્યાં પણ ઘૂસી ગએલા. કેમે કર્યા નીકળે નહિ. પરંતુ એક 'બાપા ગાંધી' જાગ્યો. એણે આખા દેશને જગાડ્યો. હિંદ સ્વતંત્ર થયું. એની પાસે તો હથિયાર પણ નહોતાં. અંગ્રેજોએ સહુ શીખવેલાં આપણી પાસે તો તૈયાર પડેલાં છે. માત્ર એવો કોઈ 'બાપા ગાંધી' જાગવો જોઈએ, જે મોટી પવનના વંટોળ જેવી જબરજસ્ત ચળવળ ઊભી કરે અને ઊથલપાથલ કરી નાખે. એવો કોઇ પાકશે

ત્યારે બધું થઇ રહેશે. હમણાં તો ખુદાને બંદગી કર્યા કરવી" હુસેને ઠંડા પડી જઈ કહ્યું.

ઉમારીએ બધું એકચિત્તે સાંભળી લીધું. એના મગજમાં વિચારો ઘૂમરી ખાતા હતાઃ 'ખુદાની બંદગી કર્યે શો દિ વળે? આફ્રિકામાં 'બાના ગાંધી' કેમ ન પાકે?' એક પછી એક વિચારો આવતા હતા. ઉમારીને ઊંડા વિચારમાં પડી ગએલો જોઇને હુસેને કહ્યું: "ઉમારી, આજ તો તારે માટે મોસંબી મંગાવું."

"ના. બાપુ, કાંઇ જરૂર નથી."

"એમ થાય બેટા, તું આજ કેટલે દિવસે ઘેર આવ્યો?"

ઉમારી મનમાં સમજતો હતો કે 'મારી દિલગીરી મટાડવા મારાં વહાલસોયાં માબાપ આભપાતાળ એક કરી રહ્યાં છે.' ઉમારીને લાગ્યું કે 'બીજા કશાની ખાતરે નહિ તો આ પ્રેમળ માતપિતાની ખાતર મારે મારી ઉદાસીનતા અને રોષ દબાવવાં જોઇએ.' એટલે ઉમારીએ કૃત્રિમ રીતે હસીને કહ્યું:

"ઠીક, મોસંબી મંગાવો ત્યારે."

હુસેને સાંધાવાળાને દોડાવ્યો. મોસંબી આણી. ઉમારીએ પોતે ખાધી, બાપુને પણ ખવરાવી.

રાતે બાપ દીકરો વાળુ કરવા બેઠા. ઉમારીએ કહ્યું: "અમ્મા! આજ તું યે સાથે બેસી જા."

"ના, એમ ન બેસાય."

"મારા સોગન અમ્મા."

લાડકવાયા ઉમારીના સોગન પાછા કેમ ઠેલાય? અમ્માએ ભાણું પીરસ્યું. થોડી વાર માટે પણ માબાપને રાજી થયેલાં જોઇને ઉમારી સંતોષ પામ્યો.



૧૨

# ભેદી મુલાકાત

"આફ્રિદી જીરગાના પ્રમુખ ખાન ઝાફરખાન આપની મુલાકાતે પધાર્યા છે."

"ભલે, ખુશીથી અંદર લઈ આવો" વાસંતીદેવી ખુરશી પરથી ઊતરીને નીચે ગાદીએ બેઠી.

ખાન આવ્યા. સલામ કરી બેઠા. વાસંતીએ વિવેક કર્યો: "આજ આપે અમારું આંગણું પાવન કર્યું."

"મને આપનો મુલ્ક જોવાની ઘણી ખ્વાહેશ હતી. આપ લોકોએ પચાસ વરસમાં દેશની સારી સિકલ ફેરવી નાખી છે. ખેડૂતોની આબાદી જોઇને હું છક થઇ ગયો છું" ખાને પોતાની ટેવ પ્રમાણે ભાષણ ચલાવ્યું.

"આપને અહીંનાં હવાપાણી અનુકૂળ આવે છે ને!" ખાને કરેલી પ્રશંસાનો સ્વીકાર કરતી હોય તેમ વાસંતીએ પૂછ્યું.

"હિંદોસ્તાનનાં હવાપાણીમાં પૂછવાનું શું? અને શાહઆલમની મહેમાનગતિમાં ખામી કેવી?"

"આપે કેટલાં શહેર જોયાં?"

"અયોધ્યા, કાનપૂર, લખનૌ..."

"ગામડાં નહિ જોયાં હોય?"

"જોયાં છે. ગામડીઆઓ સાથે રાતો ગાળી છે. આવું સાદું અને સુખી જીવન મેં તુર્કસ્તાન અને રશિયામાં પણ નથી જોયું."

"એટલી અમારા પર ખુદાની મહેરબાની છે."

"હું આપની પાસે એક અરજ ગુજારવા આવ્યો છું," ખાને મુદ્દાની વાત ઉપાડી.

"કહો, શો હુકમ છે?"

"અમારે આફ્રિદી જીરગા તરફથી બાનુઓની ખાસ કેળવણી માટે એક હોશિયાર બાનુ જોઈએ."

"મોકલી આપશું. કહો બીજું કાંઈ?" વાસંતીદેવીને ખાનના ચહેરા પરથી લાગ્યું કે ખાન હજી કોઈ મહત્ત્વની વાત કહેવા માગે છે, પણ કઈ રીતે પૂછવું એની ઘડ બેસતી નથી. ઉપરનો પ્રશ્ન કરીને વાસંતીએ ખાનની મૂંઝવણ ટાળી દીધી.

"બીજું ખાસ કામ તો નથી. પણ તમારા સેનાપતિ કહેતા હતા કે સરહદનું લશ્કર ઉઠાવી લેવાનો તમારો ઇરાદો છે. અને તે કામમાં મારી મદદની જરૂર છે."

"હા, એવો અમારો વિચાર છે ખરો" ખાનની વાત સ્પષ્ટ જાણવા વાસંતીએ કહ્યું.

"પણ હું બહુ મુંઝાયો છું. આફ્રિદી જેવી જંગલી અને ઝનૂની કોમ તરફથી મારે તમને કેવી રીતે વિશ્વાસ આપવો?"

"શેનો વિશ્વાસ?"

"હિંદુસ્તાનનું રક્ષણ કરવાનો." ખાને ઇરાદાપૂર્વક 'રક્ષણ' શબ્દ ઉપર ભાર મૂક્યો.

"એવું કોણ કહે છે? હિંદુસ્તાન પોતાનું રક્ષણ કરવાને સમર્થ છે. તમારા જિલ્લામાં અમે કેળવણીપ્રચાર કરીએ છીએ તે એટલા માટે કે અમારા પાડોશીઓ સુખી થાય, નહિ કે અમારું રક્ષણ કરે." વાસંતીએ ચોખવટ કરી.

"એ વાત ખરી, પણ કોઈ પરદેશી ચડી આવે ત્યારે અમારે તો કપાઈ મરવું પડે ને?"

"ખાન સાહેબ! તમે અમારી વાત સમજ્યા લાગતા નથી."

વાસંતીએ તકીઆનો ટેકો છોડયો, ને આગળ આવી: "સેનાપતિએ તમને ગમે તે કહ્યું હોય, સરહદના લશ્કરની વાત કરી હોય તો એ એટલા જ માટે કે જેમ હિંદની તેત્રીસ કરોડની વ્યવસ્થિત અને જાગ્રત પ્રજા પોતાના અહિંસક શૌર્ય પર મુસ્તાક બનીને જગતના કોઇ પણ પાશવી બળની દરકાર કર્યા વિના, નિર્ભય થઇ શકી છે, તેમ આફ્રિદી પ્રજા પણ થાય. તમારી કોમ નાનકડી છે, બહાદુર છે, સંપીલી છે. તેમાં થોડો ઘણો શિક્ષણપ્રચાર થશે તો તમારે ત્યાં સદાને માટે શાંતિ થઈ જશે."

"ત્યારે મારી કાંઇક સમજફેર થઇ હશે" ખાને બીનું સંકેલ્યું.

"એમ જ. કહો બીજું કાંઇ?" વાસંતીએ ગુસ્સો શમતાં નમ્રતાથી પૂછ્યું.

"મારો વિચાર સરહદની છાવણીઓ જોવાનો છે. ત્યાં કેટલાંક સાધન છેલ્લી ઢબનાં આવ્યાં છે."

"એ બધાં નકામાં છે. જોઇને શું કરશો? છતાં તમારું મન હોય તો સેનાપતિને મળજો. પરવાનગી આપશે."

"ત્યારે અમારી જીરગા માટે એક બાનુને મોકલી આપશો ને?"

"જરૂર મોકલી આપીશ."

"અમારે ત્યાંથી હજી બુરખો પણ ગયો નથી," ખાને દર્દભરી રીતે કહ્યું.

"એમ કે? એ રાક્ષસી રૂઢિ હજી છે? અમારા સરહદના પ્રાંતોમાં અમે બુરખાનો નાશ કરી નાખ્યો—જો કે મહેનત ઘણી પડી. ખુદાઇ ખિદમતગારના બે સ્વયંસેવકોના એ માટે જાન ગયા."

"ક્યા બાત?"

"નિર્દોષનાં લોહી પીધા વિના દુષ્ટ રૂઢિઓ જતી નથી." વાસંતીએ કહ્યું.

"યે સચ હૈ. ત્યારે હું રજા લઉં. સરહદની છાવણીની પરવાનગી માટે સેનાપતિ અત્યારે મળશે કે?"

"આલમશાહ તમને મુલાકાત અથવા બંદોબસ્ત કરાવી આપશે."

"અચ્છા. સલામ." ખાન ઊઠયો. વાસંતીએ નમસ્કાર કરી ખાનને વિદાય આપી.



## ૧૩

## છૂપો જાસુસ

ખાન ગયા પછી ઘણી વાર વાસંતીદેવી જમીન પર નજર રાખી બેસી રહી. એને ખાનની મુલાકાતમાં ઊંડો ભેદ લાગ્યો. 'ઓરત લોગ'ની કેળવણી માટે ખાને મુલાકાત માગી હતી, પરંતુ વાત કરી સરહદના લશ્કરની. જતાં જતાં પણ એ જ વાત પૂછી. વાસંતીદેવીએ જગતના રાજકારણનો અભ્યાસ કર્યો હતો. રાજખટપટીઓની મુત્સદ્દીગીરી એ જાણતી હતી. પોતાની યુરોપ અમેરિકાની મુસાફરીમાં એણે એવા કેટલાક ચાણુકયોનાં દર્શન કર્યા હતાં. ખાન એમની નાતનો હોય તો ના નહિ. વાસંતીને પૂરી શંકા ગઈ. સરહદ પરના મુલકોનો વિચાર કરવો તે પરરાષ્ટ્રમંત્રીનું કામ હતું, પરંતુ પોતાના સ્વભાવ મુજબ આ વાતનો તાગ લેવાનો તેણે નિર્ણય કર્યો. પોતાના રહસ્યમંત્રીને તેણે કહ્યું:

"નલિન ! કરતારને ફોન કરી બોલાવો."

અર્ધો કલાકમાં કરતાર હાજર થયો. એ બાવીસ વર્ષનો ફાંકડો જુવાન હતો. બગલાની પાંખ જેવાં કકડતાં કપડાં, કલાકો સુધી અરીસા સામે ઊભા રહી કાળજીપૂર્વક ઓળેલા વાળ, સહેજ વાંકી ટોપી, હાથમાં પાતળી નેતરની સોટી. દિલ્હી શહેરમાં કરતાર રંગીલો ગણાતો. કેટલાક હિતૈષીઓ એને વંઠેલ માનતા. સાદાઇ અને ઉદ્યમના જમાનામાં કરતાર જ માત્ર વરણાગીઓ અને નિરુદ્યમી હતો. આખો દિવસ બજારમાં આંટા મારવા, દુકાનદારો સાથે તડાકા લગાવવા, પાનપટ્ટીઓ ચાવ્યા કરવી, એ જ કરતારનો મુખ્ય વ્યવસાય હતો. પણ છેલ્લા ત્રણ માસથી કરતાર નોકરીમાં રહ્યો હતો. બાપની કમાણી પર નભવું તેને ગમ્યું નહિ. વહીવટી કચેરીના કાગળો મુખ્ય કાર્યાલયે પહોંચાડવાનું કામ તે કરતો. સાઇકલ પર ફરવું અને પગાર મળે. કરતારને એ ફાવી ગયું. એક દિવસ વાસંતીની નજર કરતાર પર પડી. મોટો લાલ પટ્ટો એની પટાવાળાની નોકરીની જાહેરાત કરતો હતો. કરતારની ઊભા રહેવાની, નમસ્કાર કરવાની અને વાત કરવાની ખાસ ઢબ, વાસંતીને આકર્ષક લાગી. બે ત્રણ વાર કરતાર સાથે એણે વાત કરી જોઇ હતી. કરતાર જેવા પાણીદાર અને ચાલાક છોકરાનો ઉપયોગ કરવાનું વાસંતીને મન થયું હતું. મોકો નહોતો મળતો. ખાનની મુલાકાતે કરતારના ભાગ્યનો દરવાજો ખોલી નાખ્યો.

પોતાની લાક્ષણિક ઢબે નમસ્કાર કરી કરતાર ઊભો રહ્યો. વાસંતીદેવીએ આંખને ઇસારે નલિનીકાંતને બહાર જવા સૂચવ્યું. ધીરે અવાજે કરતાર સાથે વાત શરૂ કરી:

"આજ સુધી તું મોદાની બડાઇ હાંકતો હતો. હવે તારી પરીક્ષા થવાની છે. હું તને એક અગત્યનું કામ સોંપવા માગું છું."

"ઘણી જ ખુશીથી સોંપો."

"આપણા પરરાષ્ટ્રમંત્રીને ત્યાં એક પરોણા આવ્યા છે."

"ખાન કાદરખાન!"

"તું જાણે છે કે!"

"કેમ નહિ! હમણાં જ આપને મળી ગયા તે."

"બરાબર તે જ. સરહદની પેલી પાર આવેલા આફ્રિદી મુલકની જીરગાના તેઓ પ્રમુખ છે. બહુ ચાલાક અને વગદાર માણસ છે."

"જી."

"તેઓ ક્યાં જાય છે, શું કરે છે તેની તારે તપાસ રાખવી. મને સમાચાર મોકલ્યા કરવા. જોજે બહુ સંભાળીને કામ લેજે, નહિતર જાન ગુમાવી બેસીશ. આ ચિઠ્ઠી લેતો જા. તને ચોવીસ કલાકમાં તારા કામમાંથી છૂટો કરશે."

કરતાર ચિઠ્ઠી લઇ, નમસ્કાર કરી ચાલ્યો ગયો.



## ૧૪

# માલની સ્ટીમરમાં

**અમાસની** મધરાત કેનિયાની પહાડીમાં ઘોર અંધારાં વરસાવી રહી છે. સાડાબારની ગાડીનો પાવો સાંભળી ઉમારી જાગી ઊઠ્યો. આજ ત્રણ રાતના એને ઉજાગરા છે. મગજમાં એક જ ધૂન છે: 'આફ્રિકાને સ્વાધીન કરું. મારી પ્યારી માતૃભૂમિને જાલીમના પાશમાંથી છોડાવું.' પણ તે કેમ બને? નાનકડા ઉમારીને એની સૂઝ પડતી નથી. તે ઊઠ્યો, ખભે બે કામળ નાખી, પીઠે પાણીની મસક

બાંધી, અને રાતના અંધારામાં તે બહાર નીકળી પડયો. અમ્મા બરણીમાં પડી છે, બાપુ સ્ટેશનમાં છે. ઘોર જંગલમાં થઇ ખુદાને આધારે તે આગળ ધપ્યો. આઝાદીના આશકનું આ દિવાનાપણું જોઈ તારાઓ હસવા લાગ્યા. વાઘ ચિત્તાથી ભરપૂર જંગલમાં ઉમારી એકલો ચલ્યો જતો હતો. એના હૃદયમાં જાગેલી સ્વાતંત્ર્યજ્યોતમાં ભયરૂપી પતંગિયું ભસ્મ થઇ ગયું હતું. ભૂખ, તરસ કે ઊંઘ એની પાસે આવે તેમ ન હતું. ઉમારીએ આખી રાત ચાલ્યા કર્યું. એને માત્ર એટલો જ ખ્યાલ હતોઃ પોતે નૈરોબી તરફ ચાલ્યો જાય છે. રેલને પાટે ચાલતાં ઓળખીતો માસ્તર કે સાંધાવાળો મળે તો પકડાઇ જવાનો ડર હતો, એટલે જંગલનો ભયાનક માર્ગ એણે પસંદ કર્યો હતો.

સવાર પડી ત્યારે એક + ઝુમ્બો દેખાયો. અંદર જઈ જુએ છે તો એક ડોશીમા બેઠેલાં. ઉમારીએ પૂછ્યુંઃ "નકુરૂનો રસ્તો કયો ?" ડોશીમાએ ઊંચે જોયું. થાકેલો, આંખમાં ઊંઘ ભરેલો ઉમારી જવાબની રાહ જોતો ઊભો હતો. ઉમારીનાં કોટ–પાટલૂન જોઇને ડોશીમાએ ઉત્તર વાળ્યોઃ

"તારી પાસે પૈસા હોય તો અહીંથી બે માઇલ દૂર સ્ટેશન છે. ત્યાંથી નકુરૂની ગાડી મળશે "

"તો બહુ સારું."

ઉમારી સ્ટેશને પહોંચ્યો. હવે કોઈ ઓળખીતાનો ડર નહોતો. માત્ર ગાર્ડની નજર રાખવી પડે તેમ હતું. ઉમારીના ખિસ્સામાં પાંચ શિલિંગ હતા. એટલામાં નૈરોબી ન પહોંચાય. વળી ઉમારીનો વિચાર સીધા મોંમ્બાસા જવાનો હતો. મોંબાસાથી પરદેશમાં ઊપડવાની સગવડ મળી રહેશે, એવો એનો ખ્યાલ હતો. વિચાર કરે છે ત્યાં ગાડી આવી. તેમાં એ ચડી બેઠો. માથે

+ કૂબો, ઝૂંપડું, ઘર.

કામળ ઓઢીને સૂઇ ગયો. ટિકિટ તપાસનારની નજર ચુકાવવામાં ઉમારી કુશળ હતો. મોમ્બાસા આવ્યું ત્યાં સુધીમાં કોઈએ ઉમારીનું નામ ન લીધું. સ્ટેશનમાંથી એ કયારે બહાર નીકળી ગયો તે કોઇને ખબર ન પડી.

ઉમારી ઘેરથી નીકળ્યો ત્યારે મોમ્બાસા થઇ પરદેશ જવાનો તેનો વિચાર હતો. "મોમ્બાસા તો આવ્યું, હવે ક્યાં જવું? દારેસલામ? મોઝાંબિક? એ બધા પરતંત્ર દેશો. ત્યારે 'બાના ગાંધી'ના દેશમાં જાઉં? જોઉં તો ખરો, એણે સ્વાધીન બનાવેલો દેશ કેવોક છે?" ઉમારીએ હિંદ જવાનો નિશ્ચય કર્યો; પણ જવું કેવી રીતે? મોમ્બાસાથી મુંબઇ સુધી ઊડતા હિંદી વિમાનમાં મફત કોણ બેસવા દે? એ તો અશક્ય! કોઇ માલની સ્ટીમર મુંબઇ જતી હોય તો તપાસ કરવા ઉમારી બંદર પર આવ્યો. ઉતારૂઓનો બધો વહેવાર વિમાન મારફત થતો હોવાથી સ્ટીમરનો ઉપયોગ માલ લઈ જવા લાવવા પૂરતો જ થતો હતો. તેમાંયે દરેક દેશ પોતાને ઉપયોગી, જરૂર પૂરતો માલ બનાવી લેતો હતો, એટલે ન છૂટકે દેશમાં ન પાકતો હોય, ન બનાવી શકાતો હોય તેવો જ માલ પરદેશથી આવતો. એથી મુંબઈ જવાની માલની સ્ટીમર મળવી મુશ્કેલ હતી.

પરંતુ ઉમારીનું નસીબ જોરાવર હતું. જંગબારથી આવેલી એક સ્ટીમર પરોઢિયે મુંબઈ માટે ઊપડવાની હતી. પરંતુ ઉમારીને સ્ટીમર પર ચડવા કોણ દે? પાસપોર્ટ વિના મુંબઇને કિનારે પગ મૂકવા કોણ દે? ઘડીભર ઉમારીને પોતાના હવાઇ કિલ્લા તૂટી પડતા લાગ્યા. હવે પાછા તો ફરાય જ નહિ. દરિયામાં ડૂબી મરવાનું મન થયું. પણ મરી જવાથી કાંઇ દેશ સ્વતંત્ર થાય? ઉમારીને તો દેશ સ્વાધીન કરવો હતો. એ આગળ ચાલ્યો. માલ જોખવાના કાંટા પર એક આફ્રિકાવાસી કારકૂન બેઠો હતો. ઉમારીનો પહેરવેશ

જમાના પ્રમાણે સારો હતો. એને કોઈએ રોક્યો નહિ. કારકૂન પાસે જઈ ઉમારીએ સલામ કરીઃ "જાંબો બાના."

"જાંબો. ક્યાં રહેવું?"

"ટીબોરવા."

"કેમ કાંઈ કામકાજ?"

"હા, ખુદાની મરજી હોય તો મુંબઈ જવું છે."

"મુંબઈ?"

"હાજી."

"ત્યાં જઈને શું કરશો?"

"નવો દેશ જોઈશ."

"વિમાનમાં કેમ ન ગયો?" ઉમારીને કોઈ તરંગી, રખડુ છોકરો માની કારકૂને એકવચન વાપર્યું.

"પૈસા નથી."

"તો સ્ટીમરમાં ક્યો કાકો લઈ જવાનો હતો?" કારકૂને હદ્દ છોડી.

બીજો કોઈ પ્રસંગ હોત તો આવું બોલનારને ઉમારીએ થપ્પડ મારી નીચે નાખી દીધો હોત, પણ અત્યારે એણે ખામોશ પકડી. પ્યારા દેશની ખાતર એ અપમાન ગળી ગયો; એટલું જ નહિ પણ વધારે વિનય વાપરી એણે ફરી પૂછ્યું:

"તમે કાંઈક ગોઠવણ કરી આપો તો મહેરબાની."

"તારા જેવા હજારો મવાલી રખડયા કરે છે. એમ મફત મોકલ્યા કરીએ તો ક્યાં પાર આવે?" કારકૂન મશ્કરીભર્યું હસ્યો.

વધારે અપમાન સહેવા ઊભો ન રહેતાં ઉમારી ફુરજા તરફ ચાલ્યો. ત્યાં બે ચાર હિંદી વેપારીઓ સ્ટીમરમાં માલ ચડાવતા હતા. ઉમારી સલામ કરી ઊભો રહ્યો.

"કેમ કાંઈ કામ છે?" વેપારીએ પૂછ્યું.

"એક અરજ કરવી છે" નરમાશથી ઉમારીએ કહ્યું.

"શું કહેવું છે?"

"મને આપની સ્ટીમર પર કામે રાખશો!"

"સ્ટીમર અમારી નથી."

"માલ તો તમારો છે ને? માલ સાચવવા રાખો."

"ગાંડા, માલ તો એની મેળે સચવાય."

"તો માલ ઉતારવા રાખો."

"માલ ઉતારનારા મજૂર મુંબઈના છે."

ઉમારી મુંઝાયો. છેવટ કાંઇ ન સૂઝવાથી એણે કહ્યું: "ગમે તેમ કરો, મને આ સ્ટીમરમાં મુંબઈ મોકલો."

આ વિચિત્ર છોકરાની આવી વિચિત્ર વાતોમાં વેપારીઓને મજા પડી. તેમને ક્યાં ખબર હતી કે આ વિચિત્ર લાગતો છોકરો પૂર્વ આફ્રિકાને વિચિત્ર બનાવી દેવાનો છે!

એક વેપારીએ તોછડાઇથી કહ્યું: "ઘેર જા ઘેર, તારાં માબાપ રાહ જોતાં હશે."

ઉમારી નિરાશ થઇ પાછો ફર્યો. સીધો મકુયા બ્રિજ તરફ ચાલ્યો. દોઢ દિવસનો ભૂખ્યો હતો, ખિસ્સામાં પાંચ શિલિંગ હતા, પણ ખાવાનું યાદ આવતું નથી; એને તો એક જ ધૂન લાગી છે: "કેમ કરીને મુંબઈ પહોંચવું!" રાત પડવા આવી, કંઇ સૂઝયું નહિ. મકુયા બ્રિજ નીચે, ખાડીને કિનારે ઉમારી બેઠો. દિવસ આખાની રખડપટ્ટીનો થાક, દોઢ દિવસની ભૂખ અને ત્રણચાર રાતના ઉજાગરા, બેઠો કે તરત ઉમારી ઝોકી ગયો. આંખ મળતાં જ એને એક મધુર સ્વપ્ન આવ્યું, બહુ મીઠું સ્વપ્ન આવ્યું, જિંદગી આખી ધન્ય થઇ જાય એવું સ્વપ્ન આવ્યું—પોતે જાણે સ્વાતંત્ર્યદેવીનાં દર્શને નીકળ્યો છે, સ્વાતંત્ર્યમંદિર નીચે સાંજ સુધી બેસવા છતાં દરવાજો ખૂલ્યો નહિ. પોતે નિરાશ થઇને પાછો ફરવાની તૈયારી

કરે છે ત્યાં ઉપરની અટારી ખૂલી. બારીમાંથી એક દોરડું નીચે પડયું. કોઇએ એ દોરડું પકડી ઉપર આવવા નિશાની કરી. દોરડે લટકી પોતે ઉપર ગયો. મંદિરમાં પ્રવેશ કર્યો. અંદર સ્વાતંત્ર્યનું વાતાવરણ પ્રસરેલું હતું. સ્વાતંત્ર્યદેવી હાથમાં ખપ્પર લઈ ખડી હતી. ઉમારીએ પાસે જઇ પ્રણામ કર્યા એવામાં ગેબી અવાજ આવ્યો: “કોને સ્વાતંત્ર્ય જોઇએ છીએ ? કોને સ્વાધીનતા જોઇએ છીએ ?” ઉમારી દોડીને બહાર આવ્યો. જુએ તો કોઈ માનવી નથી. અંદર જઈ એણે અવાજ દીધો: “મારે જોઇએ છીએ.” સામો અવાજનો પડઘો પડયો: “માથું નમાવ.” ઉમારીએ માથું નમાવ્યું. એ જ વખતે એની આંખ ઊઘડી ગઇ. આંખો ચોળીને જુએ તો પોતે ખાડીને કિનારે બેઠો છે. એના મનમાં થયું: “આવું સુંદર સ્વપ્ન નિરર્થક કેમ હોય ?” એમાંથી રહસ્ય શોધવા ઉમારીએ મહેનત કરી. થોડી વારમાં એ આનંદથી નાચવા માંડયો. ખાડીને કિનારે કિનારે પાછો ફર્યો. મધરાત થવા આવી હતી. સ્ટીમર હમણાં જ માલ લઈ રહી હતી. મજૂરો અને કારકૂનો મીઠી નિંદર લઇ રહ્યા હતા. સ્ટીમર પરોઢિયે ઊપડવાની હતી. ઉમારી બાંધેલા ડુરજાથી થોડે દૂર અટકયો. કપડાં ઉતારી નાખ્યાં. પાણીની મસક પીઠ પર ઠીક કરી લીધી. “જય જન્મભૂમિ” કરીને ખાડીમાં કૂદી પડયો. જરાય અવાજ કર્યા વિના તરતો તરતો સ્ટીમર નજીક આવ્યો. સ્ટીમરને ડુરજા સાથે બાંધેલાં દોરડાં પાણીને અડકતાં હતાં. ઉમારીએ દોરડું પકડયું; કુશળ બજાણિયો સીધા વાંસ પર ચડી જાય તેમ, ઉમારીનું કેળવાએલું શરીર દોરડા પર ચડયું. સ્ટીમરના ભંડકના બારણાની સીધાણમાં આવીને અટકયું. ત્યાં જ દોરડાનું ઘર હતું—મુખ્ય કાણું હતું. ત્યાંથી ઉપર જવું મુશ્કેલ હતું, અશકય હતું. દૂર દેખાતા ભંડકનું બારણું ખુલ્લું હતું. ઉમારીએ પળનો વિચાર કર્યા વિના શરીરને હીંચકો ખવરાવ્યો, એક વાર, બે વાર, ત્રીજી વારે દોરડું છોડી દીધું. વાંદરો ડાળ પકડે તેમ ભંડકનો કઠેડો

પકડી લીધો. ધીમે રહીને ભંડકમાં સરકી અને ગયો માલની થપ્પીઓ વચ્ચે લપાઇને બેસી ગયો.

વહેલો પાંચ વાગે કારકૂન ભંડકમાં ઊડતી નજર ફેંકી ગયો. બારણું બંધ થયું, સ્ટીમરનું ભુંગળું વાગ્યું, લંગર ઊપડયું અને ઉમારીના આનંદનો પાર ન રહ્યો. ગોઠણભર પડીને એણે પરવર-દિગારનો અહેસાન માન્યો.



## ૧૫

## મુંબઇને કિનારે

આઠમે દિવસે સ્ટીમર મુંબઇ પહોંચી. ભંડક ખોલીને મજૂરો અંદર આવ્યા. નવ દિવસનો ભૂખ્યો, રોજના માત્ર બે પ્યાલા પાણી ઉપર જીવ ટકાવી રહેલો ઉમારી, આગામી સંકટ સામે કઇ રીતે ઝઝૂમવું, તેની યુક્તિ તૈયાર રાખીને બેઠો હતો. આગળનો માલ ઊપડી ગયો એટલે ઉમારીની પાસેની થપ્પીનો વારો આવ્યો. જેવો મજૂર સામેથી આવ્યો તેવો ઉમારી 'હાઉક' કરીને કૂદ્યો: 'વોય બાપ' કરીને મજૂર ત્યાં ને ત્યાં ચત્તોપાટ પડી ગયો. ભૂતના વહેમને ભૂલી ગયેલા મુંબઇના મજૂરો પણ હેબતાઇને નાઠા. ઉપવાસી ઉમારી માત્ર નિશ્ચયના જોરે દોડીને બહાર આવ્યો. 'હાઉ હાઉ' કરતો પુરજા પર કૂદ્યો. પણ એની શક્તિ ક્ષીણ થઇ ગઇ હતી. કિનારે પડતાં જ એ બેભાન થઇ પડયો. સ્ટીમરમાં થોડા આફ્રિકન મજૂર હતા. હિંમત ધરીને એ આગળ આવ્યા. ઉમારીને નાકે હાથ મૂકયો. શ્વાસ ચાલતો હતો. પળવારમાં સૌનો ભ્રમ ભાગી

ગયો. બધાની ખાતરી થઈ ગઈ કે આ ભૂત નથી, કોઈ દુઃખિયારો માનવી છે. એક જણે ઠંડું પાણી લાવી મોઢા પર છાંટયું. ઘણી વારે ઉમારી આંખ ખોલીને બેઠો થયો. જુએ તો પોતે પરદેશમાં આવી પડયો છે. એને પોતાનો દેશ યાદ આવ્યો, માબાપ યાદ આવ્યાં. એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. દયાળુ વેપારીઓ આફ્રિકન મજૂરોને કહેવા લાગ્યા: " એની સારવાર કરો, એને જે જોઈએ તે આપો."

કોઈએ થોડી મોસંબી આણી આપી. થોડો રસ પેટમાં ગયો એટલે ઉમારીને ચાલવાની શક્તિ આવી. તે પાછો સ્ટીમર પર આવ્યો. ધીરે ધીરે પોતાની બધી વાત કહી દેખાડી. સાંભળનારા દિંગ થઈ ગયા. સ્ટીમર મુંબઈ રોકાવાની હતી. ઉમારી સ્ટીમર પર જ રહ્યો. ફળ સિવાય બીજું ખાતો નહિ. ચાર દિવસ એમ ને એમ નીકળી ગયા. પાંચમે દિવસે સવારે ઉમારી શહેર જોવા નીકળ્યો. બંદરના પ્રવેશદ્વારમાં જ એને અટકાવવામાં આવ્યો. જકાતખાતાના અધિકારીએ ઉમારી સાથેના મજૂરને પૂછયું:

" આ ભાઈ સ્ટીમર પર કામ કરે છે ? "

" નાજી, એ મારા દોસ્ત છે. " વધારામાં ઉમારી કેવી બહાદુરી કરી અહીં આવ્યો હતો તે કહી બતાવ્યું. ઉમારીની સાહસિકતા અને બહાદુરી પર અધિકારી ફીદા થઈ ગયો. એણે કહ્યું: " મારાથી રજા નથી આપી શકાતી તે માટે દિલગીર છું, પરંતુ હમણાં જ તમારે માટે પરવાનગી મંગાવું છું. બપોર સુધીમાં જવાબ આવી જશે. ત્યાં સુધી આપ સ્ટીમર પર રહો. પછી સુખેથી શહેરમાં જજો. "

અધિકારીની નમ્રતા જોઈ ઉમારીને થયું: કયાં આફ્રિકાના તુમાખી, છીછરા મનના, સ્વાર્થપટુ અમલદારો અને કયાં આ નિખાલસ, ભલા અને ખાનદાન અધિકારીઓ. બન્ને વચ્ચે આસમાન

જમીનનું અંતર હતું. સ્વાતંત્ર્યનું શિક્ષણ અને વાતાવરણ મનુષ્યને કેવો પલટાવી નાખે છે તેનો આ પ્રત્યક્ષ નમૂનો હતો. સાંજ સુધી ઉમારી સ્ટીમર પર રહ્યો. દરમિયાન એક ભલા મજૂર સાથે એને ઓળખાણ થયું. રાતે પરવાનગી આવી. મહારાષ્ટ્રી મજૂર શંકરરાવ ઉમારીને પોતાને ઘેર લઈ ગયા.

શંકરરાવનું મકાન પૂરતી સગવડ અને હવા–અજવાળાવાળું હતું. બે ઓરડા, પાયખાનું, રસોડું, આંગણામાં નાનકડો બગીચો હતો. ઉમારી શેતરંજી પર બેઠો. શંકરરાવે કામ પર જવાનાં કપડાં બદલી નાખ્યા. સફેદ ધોતિયું, લાંબું પહેરણ અને માથે એવી જ સ્વચ્છ ટોપી. મુંબઇનો સુબો એવો જ પોશાક પહેરતો હતો. સાત વરસની દીકરી પાણી લાવી. લોટો મોઢું જોવાય તેવો ઊજળો હતો, પ્યાલામાં પાણી કાઢીને મહેમાનને પાયું. ઉમારીએ પાણી પીને ઇશારાથી અને ચાર દિવસમાં શીખેલ ભાંગ્યા તૂટયા હિંદી શબ્દોની મદદથી શંકરરાવને પૂછ્યું: " તમને કેટલી મજૂરી મળે છે ? "

" કુટુંબનું ભરણપોષણ થાય તેટલી. "

" એ તો બહુ મજાનું. "

" તમારા દેશમાં ? " શંકરરાવે પૂછ્યું.

" અમારી વાત જવા દો બાના ...... "

ભાષાની મુશ્કેલીને લીધે સંવાદ આગળ ન ચાલ્યો. જમવાનો વખત થવા આવ્યો હતો. તે રાત્રે ઉમારીએ શંકરરાવ સાથે બેસીને પહેલું હિંદી ભોજન લીધું.

થોડા દિવસમાં ઉમારી મરાઠી અને હિંદી ભાંગ્યું તૂટયું બોલવા લાગ્યો. " તુમ્હાલા નીની ચૈતા હૈ " એવા એવા શબ્દપ્રયોગો બનાવી સૌને ગમ્મત કરાવવા લાગ્યો.

શંકરરાવની પત્ની લક્ષ્મીબાઈ શહેર સુધરાઈ કાર્યાલયમાં ટાઇપરાઇટરનું કામ કરતાં હતાં. ઉમારીએ જોયું કે હિંદુસ્તાનનો

હરેક મજૂર અને મજૂરની સ્ત્રી કેળવાએલ હતાં. પોતાના ધંધાનાં માહિતગાર હતાં. દેશ-પરદેશની નવાજૂનીથી વાકેફ હતાં. ઉમારીને આવાં કેળવાએલ, સંસ્કારી અને સુખી મજૂર દંપતી જોઈ પોતાના દેશના અભણ, જંગલી અને ઢોરની માફક કામ કરતા કંગાળ મજૂર યાદ આવ્યા. ઉમારીનું દુઃખ દિવસે દિવસે વધવા લાગ્યું.

સ્ટીમર ઊપડવાને દિવસે ઉમારો બંદર પર ગયો. એક મજૂર ઉમારીના ગામ પાસેનો હતો. તે આઠ દિવસની રજા લઈ ઘેર જવાનો હતો. એને ઉમારીએ કહ્યું:

"તું મારે ગામ જરૂર જજે. મારાં માબાપ બિચારાં બહુ ચિંતા કરતાં હશે. એમને મારા ખુશખબર દેજે."

"જરૂર જઈશ. પણ તમે ભણેલા છો તો એક ચિઠ્ઠી લખી દ્યો, અમ્મા રાજી થશે."

"હા લાવો, લખી દઉં."

ઉમારી સ્ટીમર પર જ કાગળ લખવા બેઠો.

પ્યારા બાપુ,

હું રાતોરાત નાસી આવ્યો તેથી આપને અજાયબી થઈ હશે, મારી અમ્મા રોયા જ કરતી હશે; પણ વહાલા બાપુ! તમે તે દિવસે સ્ટેશનમાં કહ્યું કે 'આ બધા દુઃખનું મૂળ પરદેશી રાજ્ય છે: એ રાજ્ય જાય તો સુખી થવાય. અને એ ત્યારે જ જાય જ્યારે કોઈ 'બાના ગાંધી' જેવો જાગે અને દેશને જગાડે. મને થયું કે હું આફ્રિકાનો 'બાના ગાંધી' કેમ ન થાઉં? મને ત્રણ રાત ઊંઘ ન આવી. બસ આની આ એક જ ધૂનમાં મેં ઘર છોડયું. તમે અને અમ્મા રજા નહિ આપો, એમ ધારી પૂછવા ન રહ્યો. મને માફ કરજો.

અહીંના સ્વતંત્ર માણસો જોઇને મને આપણો પરાધીન દેશ પળેપળે યાદ આવે છે.

મારી અમ્માને સલામ કહેજો.

ખદિમ ઉમારી

કાગળ આપીને ઉમારી શહેરમાં આવ્યો. આખો દિવસ એને ક્યાંઇ ચેન ન પડયું. બીજે દિવસે શંકરરાવ સાથે મજૂરીએ જવાનો આગ્રહ કર્યો, પણ શરીર બરાબર થયું નહોતું એટલે શંકરરાવે ના પાડી.

ઉમારીએ નવરાશનો ઉપયોગ કારખાનાંઓ જોવામાં કર્યો. કારખાનાંઓમાં મજૂરો ચાર ચાર કલાકને પલ્લે કામ કરતા હતા. આઠ કલાકથી વધારે કોઇને કામ આપી શકાતું નહિ. કારખાનાની કુલ માલિકી સરકારની હતી. કારખાનાંઓના નિયમો મજૂર મહાજને ઘડેલા હતા. મજૂર મહાજનના હાથમાં સર્વ સત્તા હતી. મજૂરો માટેનાં મકાનો બાંધવાથી માંડીને કારખાનાનાં એન્જિન લાવવા સુધીની વિચારણા મજૂર મહાજન કરતું. કારખાનાં સાથે શાળાઓ, દવાખાનાં, પુસ્તકાલય વગેરે હતાં. ઉમારી આ બધું જોઇ પૂર્વ આફ્રિકાને સ્વાધીન બનાવવા અધીરો થયો.

પરંતુ કાંઇ 'ઇદંતૃતીયં' ન કરે તો તે ઉમારી શેનો ? એક વાર શંકરરાવની મોટરસાઇકલ લઇ ભાઇસાહેબ ચોપાટી પર ફરવા ચાલ્યા. નૈરોબીમાં ઉમારી મોટરસાઇકલ શીખ્યો હતો. બરાબર આવડતું નહોતું છતાં પૂરજોસમાં મારી મૂકી. હિંમતવાળો ખરો ને ! નરીમાનનાળા પર ખૂબ ભીરદી હતી. નાળા ઉપર ચડતાં જ એક જુવાન હડફેટે ચડયો, હોર્ન મારવા જતાં હાથનું સમતોલપણું જતું રહ્યું, સાઇકલ ફરી અને જુવાનના પગ ઉપર થઇને ચાલી ગઇ. જુવાન બેહોશ થઇ પડયો. પોલીસ દોડી આવી, સાઇકલને અટકમાં લીધી, જુવાનને ઇસ્પિતાલે પહોંચાડયો. ઉમારીને કહ્યું:

"તમે અમારી સાથે ચાલો. તમે અકસ્માતનો ગુનો કર્યો છે." ઉમારીએ દંડાની આશા રાખી હતી, એને બદલે આવા વિનયી શબ્દો સાંભળી એ આશ્ચર્યચકિત થયો. એને થયું કે આ તે પોલીસ છે કે ભાઈબંધ! એમાંયે પોતે નાનો છે છતાં પોલીસ 'તમે' કહી વાત કરે છે! ગાળ નથી દેતો, દંડો નથી મારતો, હાથે દોરડાં નથી બાંધતો. ભાગવાનું મન હોય તે ગુનેગાર પણ ઊભો રહી જાય એવું વિવેકી વર્તન પોલીસનું હતું.

ઉમારી થાણે આવ્યો. ફોજદારે નામઠામ લખી લીધાં. પછી પૂછ્યું:

"તમારે કોઈને ખબર કહેવરાવવી છે?"

"હાજી, મારા મિત્ર શંકરરાવ ગડકરી બાણુ ગનુ રસ્તા પર રહે છે. તેમને સમાચાર પહોંચાડશો તો ઉપકાર થશે."

"ઉપકાર શાનો? એ તો અમારી ફરજ છે."

તરત ફોજદારે શંકરરાવને ખબર મોકલ્યા. શંકરરાવ એકદમ આવી પહોંચ્યા.

ઉમારી ખસિયાણો પડી કહેવા લાગ્યો: "મેં તમારી સાઈકલ ગુમાવી."

"અરે શું બોલો છો? તમને વાગ્યું તો નથી ને?"

"ના, વાગ્યું નથી."

"ત્યારે જખ મારે છે. તમે મનમાં જરાય માઠું ન લગાડશો. એવા અકસ્માત તો થઈ જાય."

"શંકરરાવ," ફોજદારે કહ્યું: "આ ભાઈ પરદેશી છે, હું તેમને ઓળખતો નથી. ન્યાયમંદિરમાં કદાચ મુદત પડશે તો તેમને છૂટા રાખવાની હું અરજ કરીશ, પણ તમે ઠરાવેલે દિવસે હાજર કરવાની ખાતરી આપતા હો તો."

"જરૂર, હું કહેશો તે દિવસે હાજર કરીશ. તમે એમને છૂટા

કરજો. ઉમારીભાઇ! તમે મુદત પડે તો ઘેર આવજો. હું કામ પર જવાનું નહિ હોય તો અદાલતમાં હાજર રહીશ."

"ના, ના. તમે એવી તકલીફ ન ઉઠાવતા.'' ઉમારીએ કહ્યું. શંકરરાવે એ વાત કાને ધરી નહિ.

ઉમારીને અદાલતમાં લઇ ગયા. ત્રણ દિવસની મુદત પડી. શંકરરાવને ઘેર ત્રણ દિવસ ગાળી ચોથે દિવસે ઉમારી હાજર થયો. મુકદ્દમો ચાલ્યો, ફેંસલો મળી ગયો.

અકસ્માતથી પેલા જુવાનનો પગ કાયમને માટે નકામો થઈ ગયો હતો. ઉમારીને એક વરસની કેદ મળી!

એ પોલીસ ઉમારીને બંદીખાને લઇ ગયા. બંદીરક્ષકે થોડાએક સીધા સવાલ ઉમારીને પૂછ્યા. ઉમારીએ હોશિયારીથી અને નમ્રતાથી યોગ્ય જવાબ વાળ્યા. બંદીરક્ષક ખુશ થયો. એણે કહ્યુંઃ "તમે પરદેશી છો, ઉંમરમાં નાના છો, પણ સમજણ ઘણી છે. ગુનો અકસ્માતથી થયો છે એટલે એ વિષયમાં મારે તમને બહુ કહેવાનું નથી. બોલો, તમે શું કામ કરશો? તમને કયા ધંધામાં રસ પડે છે? અથવા નવો ઉદ્યોગ શીખવો હોય તો તેની વ્યવસ્થા કરી દઉં, અથવા આગળ ભણવાનો વિચાર હોય તો તેની ગોઠવણ પણ થઈ શકશે" બંદીરક્ષકની સરળતાથી ઉમારી અજાયબ થયો. એણે વિનયપૂર્વક પોતાની ઇચ્છા જણાવીઃ

"મારો વિચાર ભણવાનો છે, પણ મને તમારી ભાષા મારફત ભણવું ફાવશે નહિ."

હિંદુસ્તાનની અંદર કોઇ સંસ્થામાં તમારા દેશભાઇઓ છે? હોય તો તમને ત્યાં મોકલી આપીએ."

ઉમારીએ આશ્ચર્યમાં ગરકાવ થતાં કહ્યું: "હાજી, દિલ્હીમાં એક મોટી નિશાળ છે, ત્યાં મારા દેશભાઈઓ છે."

"આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠમાં હશે."

" એ નામ તમે જાણો. દિલ્હીમાં છે એટલી મને ખબર છે."

" હું આજે જ પુછાવું છું. જવાબ આવે ત્યાં સુધી તમે અહીં રહો. તમને એકલા ફાવશે કે ઘણાની સાથે ?"

" જેમ આપ રાખશો તેમ. "

" નહિ, તમારી શી મરજી છે ? આ આફ્રિકા નથી, હિંદુસ્તાન છે. હિંદમાં કેદખાનું એ માણસોને રીબાવવાનું કતલખાનું નથી પણ માનસિક રોગીઓની ઇસ્પિતાલ છે. "

" મને ઘણા માણસો સાથે ફાવશે " ઉમારીએ કહ્યું.

ઉમારીને અંદર લઇ ગયા. અંદર મોટી ઉદ્યોગશાળા જેવો દેખાવ હતો. સૌ પોતપોતાની મરજી મુજબના ધંધામાં પરોવાઇ ગયા હતા. અમુક કામ કરવું જ જોઇએ એવું બંધન ન હતું. કામના પ્રમાણમાં મજૂરી ગણી તે પૈસા સૌના ખાતામાં જમા કરવામાં આવતા. પોતપોતાનું કામ સૌ દિલ દઇને કરતા હતા. અંદરની બધી વ્યવસ્થા કેદીઓના હાથમાં હતી. તે માટે કેદીઓનું એક વ્યવસ્થાપક મંડળ નિમાયું હતું. તેનો એક મંત્રી હતો. મંડળ મારફત બધાં કામ નિયમિત ચાલતાં. બંદીરક્ષક માત્ર ઉપયોગી સૂચનાઓ કરતો. અંદરના ભાગમાં ફરવા હરવાની પૂરી છૂટ હતી. નાહવાધોવા માટે નળ અને સાબુની સગવડ હતી. કપડાં-પથારી એક સદ્‌ગૃહસ્થની જરૂરિયાત જેટલાં મળતાં. ચોમાસામાં એકેક ખાટલો મળતો. એક સારું વાંચનાલય હતું ત્યાં દેશનાં સારાં સારાં છાપાં હમેશ આવતાં. ફુરસદના વખતમાં તે વાંચવાની છૂટ હતી. ખોરાક ઘર જેવો જ. કેદખાનામાં નહિ પોલીસ, નહિ દરોગો. જે ઉદ્યોગમાં જે કુશળ હોય તે બીજાને સલાહ સૂચના આપે. શાળામાં ભણાવવા અને ખેતીકામ માટે અધ્યાપકો વિદ્યાપીઠ તરફથી મોકલવામાં આવતા. મહિને ચાર દિવસ ઘેર જવાની રજા મળતી. બંદીરક્ષકને લાગે કે હવે અમુક માણસને કેદમાં રાખવાની

જરૂર નથી તો ન્યાય કરનારની સલાહ લઈ તેને મુદત પૂરી થયા પહેલાં છોડી મૂકતા. ધંધો નહિ કરવાને કારણે પકડાએલ પહેલી વાર ધંધો કરવાની કબૂલત આપે તો તેને છૂટો કરતા.

સાંજે બધા કેદીઓ ચોગાનમાં સાથે બેસી પ્રાર્થના કરતા. તે વખતે બંદીરક્ષક હાજરી આપતા. પ્રાર્થના પછી દિવસના કામકાજમાં સુધારો વધારો કરવાનો હોય તો તે થતો. બંદીરક્ષક ઉપર કેદીઓ વડિલ જેવો પ્રેમ રાખતા હતા. ઉમારીને આ અનુભવ અમૂલ્ય હતો.

પણ તે ટૂંક વખતમાં પૂરો થયો. દિલ્હીથી મહામાત્રનો પત્ર આવી ગયો. સાથે બાના જુમ્માની ચિઠ્ઠી હતી. ઉમારીને કપડાંલત્તાં, પથારી વગેરે આપ્યું. શંકરરાવને ખબર આપી, એટલે તે સ્ટેશને વળાવવા આવ્યા. એક પોલીસ ઉમારીને દિલ્હી પહોંચાડી આવ્યો. દિલ્હીની પોલીસે તેને વિદ્યાપીઠના મહામાત્રને સુપરત કર્યો.

મુંબઇના એ કેદીએ ફરી અભ્યાસ શરૂ કર્યો.



## ૧૬

## ‘ મદ્રાસી જુવાન ’

વિશાળ ઓરડામાં પચીસેક કારકૂનો કામે લાગેલા છે. સામે મહામાત્રનું મુલાકાતગૃહ છે. વિદ્યાલયમાં ભણતા બે ચિનાઇ જુવાનનાં માબાપ દેશ જતી વખતે મહામાત્રની વિદાય લેવા આવ્યાં છે.

“ અમારા દીકરા ભણીને ઘેર આવે ત્યાં સુધી એ તમારા દીકરા છે એમ જાણજો. ” હેતાળ માએ કહ્યું.

"એ તો તમે જોયું હશે. અહીં તેમને પરદેશ જેવું લાગતું જ નથી. વળી બન્ને ભાઇઓ બહુ ગમ્મતી છે."

"ઠીક ત્યારે, રજા લઇએ."

"પધારજો."

ચિનાઈ દંપતી બહાર ગયાં એટલે એક ઊંચો આરબ દાખલ થયો. ભેટમાં જમૈયા ધરાવ્યા છે. ધોળી લાંબી દાઢી અને અસલ અરબ્બી પહેરવેશ.

"આઇએ જમાલુદ્દીન સાહબ" મહામાત્ર ઊઠીને સામે આવ્યા. આવનાર આરબ અધ્યાપક કિફાયતુલ્લાના પિતા હતા. કિફાયતુલ્લા સાથે નાનપણમાં મહામાત્ર અરબસ્તાન ગયેલા, ત્યાં જમાલુદ્દીને એમને દીકરાની જેમ સાચવ્યા હતા. આજે પોતે અરબસ્તાન જતાં મહામાત્રને દુવા દેવા આવ્યા છે. "અચ્છા સલામાલેકુમ."

"આલેકુમ સલામ બાબા; બૈઠો ન?"

"નહીં અબ વખ્ત હો ગયા."

બાબાજી ગયા. એ જ વખતે મંત્રીએ આવીને કહ્યું: "એક મદ્રાસી જુવાન આપને મળવા માગે છે."

"આવવા દો."

મહામાત્રે દરવાજા સામે નજર કરી તો સત્તરેક વર્ષનો જુવાન પાણીના રેલાની માફક આવ્યો. નમસ્કાર કરી ઊભો રહ્યો.

"ક્યાંથી આવો છો?" મહામાત્રે પૂછ્યું.

"મદ્રાસ તરફથી."

"શા કામે નીકળ્યા છો?"

"મારે આપના વિદ્યાલયમાં દાખલ થવું છે."

"ક્યાં સુધી અભ્યાસ કર્યો છે?"

"વિનીત પસાર."

"માતપિતા જીવે છે?"

"હાજી."

'તમારું નામ ?"

"કૃષ્ણાકુમારી."

મહામાત્રે ચમકીને ઊંચું જોયું. જુવાન એમ ને એમ ઊભો છે. સાંભળવામાં કાંઇક ભૂલ થઇ હશે માની મહામાત્રે ફરી પૂછ્યું:

"કૃષ્ણકુમાર ?"

"નાજી, કૃષ્ણાકુમારી." 'કુમારી' શબ્દ પર ભાર મૂકી કૃષ્ણાએ કહ્યું.

"ત્યારે તમે પુરુષનો પોશાક કેમ પહેર્યો છે ?"

"મને એ ગમે છે."

"તો શું તમે છોકરાઓના છાત્રાલયમાં રહેવા માગો છો ?"

"ત્યાં રાખશો તો પણ મને વાંધો નથી."

આખા વિદ્યાપીઠના ઇતિહાસમાં આવું વિચિત્ર પ્રાણી મહામાત્રે જોયું નહોતું. એના આશ્ચર્યનો પાર ન રહ્યો. કહ્યું: 'ઠીક નાથુરામ ! આમને કુમારી છાત્રાલયનાં અધિષ્ઠાત્રી પાસે લઇ જાઓ."

કૃષ્ણાને મહામાત્રે એક ચિઠ્ઠી લખી આપી. કૃષ્ણાકુમારી નાથુરામ સાથે અધિષ્ઠાત્રીના કાર્યાલયે આવી. કૃષ્ણાને બહાર ઊભી રાખી નાથુરામ અંદર ગયો. પ્રણામ કરી બોલ્યો:

"કોઇ મદ્રાસી જુવાન આપને મળવા માગે છે."

"ભલે આવે."

કૃષ્ણાએ પ્રવેશ કર્યો. નમસ્કાર કરી મહામાત્રની ચિઠ્ઠી આપી. ચિઠ્ઠીમાં લખ્યું હતું: " કૃષ્ણાકુમારી નામની મદ્રાસી કન્યા કુમારી છાત્રાલયમાં દાખલ થવા માગે છે. વિનીત થયેલ છે તો યોગ્ય કરશો."

ચિઠ્ઠી વાંચીને અધિષ્ઠાત્રીજીએ 'મદ્રાસી જુવાન'ને પૂછ્યું: "કૃષ્ણા-કુમારીને તમારી સાથે લાવ્યા છો ?"

"હું પોતે જ કૃષ્ણાકુમારી."

"શું કહો છો?" સહેજ રીસ અને અજાયબીથી અધિષ્ઠાત્રીએ પૂછ્યું.

"જી હા, હું સાચું કહું છું."

"તો આવો વેશ કેમ પહેર્યો છે?"

"કેમ કેવો છે?"

"પુરુષનો."

"એમાં શું ખોટું છે?"

"ખોટું તો ખરું જ ને! સામાજિક નિયમનની વિરુદ્ધ ગણાય."

"નિયમન ઘડનાર આપણે જ ને!" કૃષ્ણાએ અનિચ્છાએ ચર્ચા ચલાવી.

"ત્યારે તમે કુમાર છાત્રાલયમાં રહેવા માગો છો કે કુમારી છાત્રાલયમાં?"

"કુમાર છાત્રાલયમાં રાખશો તો હું બહુ ખુશી થઇશ."

"હમણાં તો મારે તમને કુમારી છાત્રાલયમાં જ રાખવાં પડશે. તમારો પરિચય થયા પછી વિચાર કરી જોઇશું."

"જેવી આપની મરજી. પણ હું પોશાક આ જ પહેરવાની." કૃષ્ણાએ ચોખવટ કરી.

"કુમારીનો નહિ?"

"નહિ." કૃષ્ણાએ દૃઢતાથી કહ્યું.

"ઠીક છે; હમણાં તમને છૂટ આપું છું."

"આપનો આભાર" કૃષ્ણાએ વિનય વાપર્યો.

કૃષ્ણા છાત્રાલયની અધિષ્ઠાત્રી પાસે ગઇ. મુખ્ય અધિષ્ઠાત્રીએ કૃષ્ણાનો પરિચય ચિઠ્ઠીમાં જ આપી દીધો હતો. ઉપરાંત લખ્યું હતું: 'હમણાં એ ભલે ગમે તેવાં કપડાં પહેરે, આપણે પછી એ પ્રશ્ન વિચારી લઇશું!' અધિષ્ઠાત્રીએ કૃષ્ણાને છાત્રાલયમાં એની જગ્યા બતાવી દીધી, સામાન્ય નિયમ સંભળાવી દીધા. કૃષ્ણાએ

બધું સાંભળી લીધું. નાનપણથી જ એની એક માન્યતા હતી કે ઈશ્વરે બે કાન સીધી લીટીમાં એટલા માટે આપ્યા છે કે મોટેરાં ઘણી વાર વગર જોઈતી શિખામણ આપે છે તે હૃદયમાં ઊતર્યા વિના સીધીચાલીજઈ શકે!

"જમવાનું ક્યારે?" કૃષ્ણાએ પૂછ્યું.

"વાર છે. હમણાં તમે બધું જુઓ, ફરો હરો. કાંઈ જોઈએ તો મને કહેજો, મુંઝાશો નહિ."

કૃષ્ણા લટાર મારવા નીકળી પડી. સામે વિદ્યાલયમાંથી થોડા વિદ્યાર્થીઓ આવતા હતા. કૃષ્ણાને જોઈને એક જણ બોલી ઊઠયોઃ "આજ કોઈ 'મદ્રાસી' આવ્યો લાગે છે." એ બોલનારનો સ્વભાવ ધુસણિયો હતો. નવો વિદ્યાર્થી કે વિદ્યાર્થિની આવે એટલે એ એની અચૂક ખબર લે. ખાસ કરીને સત્રની શરૂઆતમાં નવા આવનાર હોય જ. એ પોતે સિંધી જુવાન હતો. નામ હતું સિંધુમલ. જરા ઉતાવળે ચાલી સિંધુમલે બૂમ મારીઃ "કેમ દોસ્ત! ક્યાંથી આવો છો?"

"મદ્રાસ તરફથી."

"એ તો તમારો પહેરવેશ કહી આપે છે. કયા વર્ગમાં બેસવાના છો?"

"પ્રથમ વર્ગમાં."

"એમ કે? હું દ્વિતીયમાં છું. પણ વાંધો નહિ, મારે ઘણા વિષયમાં પ્રથમમાં બેસવું પડે છે! ચાલો રમતમાં આવશો ને?"

"હા, ચાલો."

સિંધુમલ કૃષ્ણાને ખભે હાથ મૂકી ચાલવા લાગ્યો.

"તમારું નામ?" સિંધુમલે પૂછ્યું.

"કૃષ્ણાકુમારી"

સિંધુમલ વીજળી પડી હોય તેમ એકદમ ચાલતો અટકી ગયો. કૃષ્ણાના મુખ સામે તાકીને કહે: "આ તો જૂના જમાનામાં સાત ખોટના છોકરાને છોકરી જેવો અંબોડો રખાવતા, તેમ મદ્રાસમાં ખોટના છોકરાનાં નામ છોકરી જેવાં રાખતા લાગે છે!"

"ના, એવું કાંઇ નથી. નાનપણથી જ આ પોશાક પહેરું છું." કૃષ્ણાએ સ્વાભાવિકતાથી કહ્યું.

સિંધુમલને નવાઇ તો ઘણી લાગી. પણ પોતે જૂના જમાનાનો ગણાઇ જાય એ બીકે બોલ્યો: "ચાલો આપણને પણ એ જ પસંદ છે. હું નાનપણમાં ઘણી વાર છોકરી જેવો પોશાક પહેરતો."

"એમાં કાંઈ નામોશી કે હીણપત નથી. માણસ પોશાક ગમે તેવો પહેરે, પોશાક જેવી નજીવી બાબતમાં નિયમન કેવું?"

'બરાબર છે." સિંધુમલે નવા દોસ્તને ખુશ કરવા હામાં હા મેળવી.

રમતનું મેદાન આવ્યું. વિશાળ મેદાનમાં પચીસ પચાસની મંડળીઓ જમાવી છોકરા છોકરીઓ રમવાની તૈયારીમાં હતાં. કોઇ હુતુતુતુ, તો કોઈ આટાપાટા, કોઇ ક્રિકેટ તો કોઈ ફૂટબોલ, કયાંઈ ચિનાઇ રમત ખેલાતી તો કયાંઇ અરબસ્તાની. સૌ દરેક રમત જાણતા હતા.

"આપણે શું રમશું દોસ્ત? અરે કૃષ્ણાબે..."

"તમે દોસ્ત કહેશો તોપણ ચાલશે. મને લાગે છે આપણે હુતુતુતુ રમીએ."

"મને પણ હુતુતુતુમાં જ લહેર આવે છે" સિંધુમલે કહ્યું.

હુડતુતુ માટે ભેરૂ મગાતા હતા. કૃષ્ણા નવીન વિદ્યાર્થી અને મદ્રાસી વિચિત્ર પોશાક એટલે છેવટે મગાઇ. કૃષ્ણાએ ધોતિયાનો કછોટો માર્યો. પહેરણના છેડા ધોતિયામાં ખોસ્યા, બાંયો ચડાવી. રમત શરૂ થઇ. થોડી વાર કૃષ્ણાએ જોયા કર્યું. પોતાના પક્ષના

ભેર મરવા માંડયા, એટલે એને શૂરાતન ચડયું, શ્વાસ લઈને ઊપડી. સામા પટમાં અર્ધે સુધી ચાલી ગઈ. ત્રણ જણાએ પકડી તોપણ છૂટીને આવી ગઈ. નવા વિદ્યાર્થીના આ અદ્દ્ભુત પરાક્રમને બન્ને પક્ષોએ તાળીઓથી વધાવી લીધું. બસ, પછી તો પોતાના પટમાં જ બે ત્રણને ઝાલીને માર્યા. કૃષ્ણાનો પક્ષ વિજયી નીવડયો. રમત ખલાસ થઈ.

હાથપગ ધોઈ સૌ નવા વિદ્યાર્થીની તારીફ કરતા ભોજનાલયમાં આવ્યા. ચાર ભોજનશાળાઓ હતી. દરેકમાં અઢીસો કુમાર કુમારીઓ જમતાં.

જમવાની શરૂઆત કરતાં સિંધુમલે કૃષ્ણાને ખાસ વ્યક્તિઓનો પરિચય આપવા માંડયો:

"આ સામી બારી પાસે બેઠા છે તે અમેરિકન પ્રો. રસ્કિનના પુત્ર મિ. રસ્કિન. એમનાથી પાંચમે નંબરે આફ્રિકન અધ્યાપક બાના જુમ્મા—ઘણા જૂના અને અનુભવી છે. એમની બાજુમાં જ બેઠાં છે તે વાસંતીદેવી. એના જેવી તેજસ્વી બુદ્ધિ આખા વિદ્યાલયમાં કોઈની નથી. વિદ્યાર્થીમંડળનાં એ પ્રધાનમંત્રી છે. આ વર્ષે સ્નાતક થશે."

"પેલા બારણા પાસે બે ગોરાની વચ્ચે બેઠેલા, બ્રહ્મા અને શંકરની વચ્ચે વિષ્ણુ દીપે તેમ દીપતા, મેઘવર્ણ કોણ છે?" કૃષ્ણાએ હસવું દબાવીને પૂછ્યું.

"કયાં, કયાં છે?" કૃષ્ણાને હસતી જોઈ સિંધુમલની આતુરતા વધી.

"આ સામે." કૃષ્ણા ગંભીર થઈ ગઈ.

"ઓહો! એ તો ઉમારી. એ વિદ્યાર્થી નથી, કેદી છે." સિંધુમલે આ વાત બહુ યુક્તિપૂર્વક જાણી લીધી હતી, બીજા કોઈને ખબર નહોતી.

"કેદી કેવી રીતે ?" કૃષ્ણાએ પૂછ્યું.

"મુંબઇના બંદીખાનામાંથી ભણવા મોકલ્યો છે."

"એમ કે ?"

"હા. એ ભાઇ સાહેબ દેખાય છે આવા, પણ ભણવામાં કમાલ કરે છે. ચર્ચાસંઘમાં તો એની સામે કોઇથી ટક્કર ન ઝીલાય. આફ્રિકાવાસી છે. રમતમાં, કુસ્તીમાં, તરવામાં, બધામાં નંબર પહેલો. એ તો ઠીક, પણ આ જોયા ?"

"કોણ ?"

"આ ધોતિયું પહેર્યું છે, ને ઉઘાડે શરીરે ફરે છે તે જુવાન."

"તેઓ તત્ત્વજ્ઞાનના ઊંડા અભ્યાસી છે. આ વર્ષે પારંગત થશે."

"એમનું નામ ?"

"જિતેંદ્રનાથ ઠાકૂર."

જમી રહ્યા પછી ઘડીક આંટા માર્યા ત્યાં પ્રાર્થનાનો સમય થયો. કૃષ્ણાને અને પ્રાર્થનાને બારમો ચંદ્રમા. છાત્રાલયમાં કોઇ પણ પ્રવૃત્તિ ફરજિયાત નહોતી, છતાં નવીનતાની ખાતર કૃષ્ણા પ્રાર્થનામાં ગઈ. જુદા જુદા ધર્મનાં ભજનો વાદ્ય સાથે ગવાયાં. હજાર કંઠમાંથી એકસાથે નીકળતી સામવેદની ઋચાઓ, કુરાને શરીફની આયતો અને ખ્રિસ્તનાં ભજનો સાંભળી કૃષ્ણાના હૃદયમાં પણ ભક્તિભાવ પ્રગટ્યો.

પ્રાર્થના થઈ રહી. એટલે સૌ પોતપોતાના છાત્રાલય તરફ ચાલ્યાં. કૃષ્ણા નછૂટકે કુમારી છાત્રાલય તરફ ગઈ. કેટલીક વિદ્યાર્થિનીઓને આ 'મદ્રાસી જુવાન'ને કુમારી છાત્રાલય તરફ આવતો જોઇ નવાઈ લાગી. પણ કોઈ બહેનને મળવા આવતો હશે ધારીને મૌન રાખ્યું. કૃષ્ણા કોઇની સાથે બોલ્યા ચાલ્યા વિના સીધી છાત્રાલયમાં ગઇ અને પોતાનું બિછાનું રાખ્યું હતું તેના ઉપર જઇને બેઠી. એક બહેનને થયું: 'આ કોઈ બિચારો અજાણ્યો

લાગે છે.' એ ભલી વિદ્યાર્થિનીએ કૃષ્ણાની પાસે આવી કહ્યું: "ભાઈ, તમારે સામા છાત્રાલયમાં જવાનું; અહીં તો બહેનો રહે છે."

"મને ખબર છે!" વારંવાર એક જ જાતના સવાલ-જવાબથી કંટાળેલી કૃષ્ણાએ કહ્યું.

આવો તોછડો જવાબ સાંભળી ભલી બહેનની ભલાઇ જતી રહી. એણે કહ્યું: "તમે તમારી મેળે જાઓ છો કે હું અધિષ્ઠાત્રીને વાત કરું?"

"જેને કરવી હોય તેને કરો" કૃષ્ણાએ બધી ખીજ એના ઉપર ઉતારી.

વિદ્યાર્થિનીએ જઇને અધિષ્ઠાત્રીને વાત કરી.

અધિષ્ઠાત્રીએ કહ્યું: "એ છોકરી છે. નાનપણથી મરદનો પોશાક પહેરે છે. આજકાલ ઘણી છોકરીઓ એવાં લૂગડાં પહેરે છે, આપણને એમાં શી હરકત છે?"

"હરકત કાંઇ નહિ. મને એમ કે કોઈ અજાણ્યો ભાઇ હશે."

"ના, બહેન છે. એનું નામ કૃષ્ણાકુમારી છે. બહુ તેજસ્વી છોકરી છે."

"એ તો મેં જોઈ લીધું."

દશ વાગે છાત્રાલયમાં શાંતિ થઈ ગઇ.

વાંચનાર! કૃષ્ણાના બાળપણનો ઇતિહાસ તારે વાંચવો છે?



૧૭

## બંડખોર છોકરી

**મદ્રાસ** ઇલાકાના પુદુપાલયમ્ ગામમાં વિશ્વનાથમ્ કરીને એક ગૃહસ્થ રહેતા હતા. વિશ્વનાથમ્ સાદો અને સરળ માણસઃ બહુ જ ઓછાબોલો. મરતાને મર ન કહે તેવો. શાળામાં શિક્ષક હતો. વિશ્વનાથમની ધર્મપત્ની પૃથા ઠંડા સ્વભાવની હતી. ભણેલી ગણેલી હતી. પંચાયતના કોઠારે ત્રણ કલાક નામું લખવાની સેવા આપતી. એમને બે બાળકો હતાંઃ એક દીકરો અને એક દીકરી. દીકરો બાપના જેવો ભલો અને સાદો. પણ કોણ જાણે શાથી આવાં સુશીલ અને સરળ માબાપની દીકરી કૃષ્ણા ગામ આખામાં તોબા હતી!

એ જન્મી ત્યારે એના રોવાનો અવાજ ત્રીજે ઘેર સંભળાયો હતો. ત્રણ વરસની થઈ એટલે બાલમંદિરે મોકલી ત્યાંથી એની અવળચંડાઇ શરૂ થઇ. બધાં બાળકો પગ નીચે રાખીને પાટિયા પર લપસે, જ્યારે કૃષ્ણા માથું નીચે રાખે અને પગ ઉપર! જ્યારે સૌ બાળકો શાંત થઈ ધ્યાનથી રમત રમતાં હોય ત્યારે કૃષ્ણા બરાડા પાડવા માંડે. કૃષ્ણાને પલાંઠી વાળી લીટા પર બેસવાનું કહે તો ઊંધા પગ નાખી ધરાર આડી બેસે. કોઈ બાળક શાંતિથી ચિત્ર કાઢતું હોય ત્યારે પાછળથી આવી એનો હાથ હલાવી નાખવો તે કૃષ્ણાનું કામ. કૃષ્ણાનું બંડ એટલે સુધી વધ્યું કે બાલમંદિરમાં રહી ત્યાં સુધી એને જુદી સાચવવી પડી!

સાત આઠ વરસની થઇ એટલે બાલમંદિર અને ઘરનું તોફાન ગામમાં પહોંચ્યું. સવારથી સાંજ સુધીમાં કૃષ્ણાએ બે ચાર છોકરાંને

ન રોવરાવ્યાં હોય એવું ભાગ્યે જ બને. એક વાર ગૌશાળાના કારકૂન સાથે તકરાર થઇ. કૃષ્ણા ચાર પાંચ છોકરાં લઈ મધરાતે ગૌશાળાએ ગઇ. પાછળની ભીંત ઉપર ચડી, ત્રણ વાછરડાં ઉપાડી લીધાં, બહાર કાઢી છૂટાં મૂકી દીધાં ! બિચારાં વાછરડાં સવાર સુધી ભાંભર્યા કર્યાં. ગૌસેવકને ખબર પડી. એણે વિચાર્યું કે કૃષ્ણા સિવાય બીજું કોણ આવું કામ કરે ? તરત વિશ્વનાથમને ફરિયાદ કરી, તો વિશ્વનાથમ બિચારો કહે: " મને જ ખબર નથી પડતી કે મારે એ છોકરીનું શું કરવું ? "

સાંજની સમૂહપ્રાર્થનામાં નાનાં મોટાં સૌ જાય. પણ કૃષ્ણા એ વખતે સૂઈ જાય, કાં તો હાથમાં લાકડી લઇ ખેતરમાં ફરવા ચાલી જાય !

એક વાર કૃષ્ણાની બાએ કહ્યું: " બેટા ! આજથી તારે આવાં લૂગડાં નથી પહેરવાનાં, છોકરી જેવાં પહેરજે. હવે તને બાર વરસ થયાં, સમજી ? "

" હા સમજી, લૂગડાં મને ગમશે તેવાં પહેરીશ. છોકરીએ છોકરાનાં કપડાં ન પહેરાય અને છોકરાએ છોકરીનાં કપડાં ન પહેરાય એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે ? જેને જેવાં ગમે તેવાં પહેરે."

" છોકરી ! તું ફાટતી જાય છે હો ? મારું કહ્યું માન, નહિતર ઘરમાંથી કાઢી મૂકીશ."

" કાઢયાં કાઢયાં, ઘર કયાં તારા બાપનું છે ? ઘર તો મારા બાપનું છે."

મા બિચારી વધારે ન બોલી શકી. એની મૂંઝવણ દિવસે દિવસે વધવા લાગી. વિશ્વનાથમ્ તો એની વાતમાં માથું મારતાં જ ડરતો.

ફરી એક વાર કૃષ્ણાને એની બાએ કહ્યું: " તારે આજ રસોઇમાં મદદ કરવાની છે. "

"ભાઈ મદદ કરશે, હું શાળ પર બેસું છું!"

"કારણ?"

"મારી મરજી."

"પણ તને સોળ વરસ થયાં એનું ભાન છે? પરણીને સાસરે જઈશ ત્યારે શું કરીશ?"

"હજામત?" કૃષ્ણાએ ઠંડે પેટે જવાબ દીધો.

કૃષ્ણાની બાનો મિજાજ ગયો.

"તું તે માણસ છે?"

"ના, ઢોર છે!" મોઢું મલકાવ્યા સિવાય કૃષ્ણા બોલી.

"પણ તું સીધો જવાબ કેમ નથી આપતી?"

"તારે સીધો જવાબ સાંભળવો છે? સાંભળ ત્યારે" કૃષ્ણા ગોઠણભર થઈ: "જો, હું જન્મી ત્યારે મેં તમને કે ઈશ્વરને લખી નથી આપ્યું કે હું છોકરી છું માટે અમુક જાતનાં કપડાં પહેરીશ, છોકરી છું માટે રસોઈમાં મદદ કરીશ, છોકરી છું માટે હાથમાં બંગડી પહેરીશ, કપાળમાં ચાંદલો કરીશ. હું તો કશું કરવાની નથી."

"અને પરણવાનીએ નથી" માએ ગુસ્સામાં વાક્ય લંબાવ્યું.

"હા, પરણવાનીએ નથી." જાણે કહેવું રહી ગયું હોય તેમ અવાજમાં ફેરફાર કર્યા સિવાય કૃષ્ણા બોલી.

આ સાંભળીને કૃષ્ણાની માનો રોષ ફાટી નીકળ્યો—

"તું ઘરડી ડોશી થઈશ તો પણ આવાં જ કપડાં પહેરીશ, અને મરીશ ત્યાં સુધી પરણીશ નહિ કેમ?"

"હું ક્યારે શું કરીશ તે મેં કોઈને લખી આપ્યું નથી. મને ગમશે તે પહેરીશ, ગમશે ત્યાં સુધી પહેરીશ. મારી મરજી હશે તો પરણીશ, નહિતર કુંવારી રહીશ. તમે બધાં કહો છો આમ કરવું જ જોઈએ અને આમ ન જ કરાય, પંચાયતના કાયદા પાળવા જ જોઈએ નહિતર દેશદ્રોહ થાય, છોકરાએ અમુક કરવું

અને છોકરીએ તમુક કરવું; એવું કશું હું માનતી નથી. આ જગતમાં સ્વતંત્રપણે મરજી મુજબ જીવવાને માટે હું જન્મેલી છું." બોલતાં બોલતાં કૃષ્ણા રોકબંધ ચાલી ગઇ.

કૃષ્ણાની બા તો જોઇ જ રહી. 'આવી પાગલ છોકરી મારે ત્યાં ક્યાંથી અવતરી?' રસોઇ કર્યા વિના તે બેસી રહી. વિશ્વનાથમ્ આવ્યો ત્યારે એણે કહ્યું: "આ છોકરીનું હવે શું કરવું?"

"કેમ કાંઇ નવું તોફાન જગાડયું છે?"

"નવું તો નથી જગાડયું પણ કહે છે: 'હું રાંધવામાં મદદ નથી કરવાની, ભાઈની મદદ લ્યો.' તે પરણીને સાસરે જશે ત્યાં શું કરશે?"

"હજી તો સોળ વરસનું બાળક છે. પરણવાને દસ વરસની વાર છે, એટલા વખતમાં રાંધતાં નહિ આવડે? કારણ વગર તમારે એ છોકરીને સામી ન કરવી. એનો સ્વભાવ તમે ક્યાં નથી જાણતાં?" હમેશની ટેવ પ્રમાણે વિશ્વનાથમે કૃષ્ણાનો બચાવ કર્યો.

"ઠીક, એનું કાંઈ નહિ. પરંતુ સોળ વરસ થયાં તો પણ છોકરાનો પોશાક પહેરે છે! હવે તો છોકરીનાં લૂગડાં પહેરવાં જોઇએ ને!"

"હા, એ વાત તારી સાચી. ક્યાં છે એ છોકરી?"

વિશ્વનાથમે વાતનો નિકાલ આણવા ઉતાવળ કરી. "કૃષ્ણા!" વિશ્વનાથમે બૂમ મારી.

"કેમ શું કામ છે?" પૂછતી કૃષ્ણા આવી. એને લાગ્યું કે આજ ઇસ પાર કે ઉસ પાર. ચાલતા હલ્લાને રોકવા તત્પર થયેલો યોદ્ધો ઊભો રહે તેમ એ ઊભી રહી. એ વખતનો એનો દેખાવ જોવા જેવો હતો.

વ્યાયામથી વજ્ર જેવું બનાવેલું, બેઠા ઘાટનું શસ્યશ્યામલ શરીર: બંડખોર વૃત્તિ બતાવી આપતી એની ઊભા રહેવાની છટા: મદ્રાસી ઢબે કેડે વિંટાળેલું ઘૂંટી સુધી પહોંચતું ધોતિયું: ગોઠણ

સુધીનું લાંબું પહેરણ: કાળજીપૂર્વક હોળેલા ઓડ પર પથરાયેલા વાંકડિયા વાળ: કપાળમાં ચાંદલો નહિ, હાથમાં ચૂડી નહિ, જાણે ફાટીને ધુમાડે ગયેલો સોળ વરસનો મદ્રાસી જુવાન !

પોતાની વિશાળ, નિર્દોષ અને તેજસ્વી આંખો જમીન પર ઠેરવી તે ઊભી હતી.

"કૃષ્ણા ?" વિશ્વનાથમે કડક અવાજે પૂછ્યું.

"કેમ ?"

"તારે છોકરીનાં કપડાં પહેરવાં છે કે નહિ ?" વિશ્વનાથમે એક ઘા ને બે કકડા કરવાની રીતે સવાલ કર્યો.

"નહિ પહેરું તો ?"

"તારે સીધો જવાબ દેવો છે કે કેમ ?" વિશ્વનાથમ્ ખરેખરો ક્રોધે ભરાયો.

"ધારો કે સીધો જવાબ ન દીધો તો ?"

"તો ? તો મારે તારું કામ નથી. મારા ઘરમાંથી નીકળી જા."

"પણ આવી ડરામણી કોને બતાવો છો ? મારે તમારા ઘરમાં રહીને કરવું છે શું ? જ્યાં કપડાં જેવી નજીવી બાબતમાં રોજ કજિયા થાય ત્યાં રહીને શું કરવું છે ? આ તે કેદખાનું છે કે બાપનું ઘર ? મને પહેલેથી જ આવા સાંકડા મનના માણસો સાથે રહેવું પસંદ નથી; પછી તે સામાન્ય સંબંધી હોય કે સગાં માબાપ હોય, તેની મને પરવા નથી. આવડી મોટી દુનિયા પડી છે, હું ગમે ત્યાં મારું ફોડી લઈશ." રીસમાં ને રીસમાં પહેર્યે લૂગડે કૃષ્ણા ચાલી નીકળી, પાછું વાળીને જોયું પણ નહિ.

ક્રોધના માર્યા અને હમણાં પાછી આવશે એવા વિશ્વાસથી વિશ્વનાથમ્ અને પૃથા બેસી રહ્યાં. કૃષ્ણાને મનાવવાનો બોલ સુદ્ધાં ન કહ્યો. સાંજ સુધી કૃષ્ણા પાછી ન ફરી એટલે એમને ચિંતા પેઠી. છોરુ કછોરુ થાય પણ માબાપ કમાબાપ ન થાય. વિશ્વનાથમ્

ગામમાં તપાસ કરવા ચાલ્યો, પૃથા બિચારી કકળાટ કરવા લાગી. આરોગ્યગૃહ, અતિથિગૃહ, ગૌશાળા બધે તપાસ કરી, પણ પત્તો ન લાગ્યો. આખી રાત ગામમાં ઘરોઘર શોધ કરી. બીજે દિવસે પાસેના શહેરમાં જઈ બેચાર ઠેકાણે તાર કર્યા પણ મિથ્યા.

ત્રણ દિવસ વીત્યા છતાં કૃષ્ણા ન આવી ત્યારે ગભરુ માબાપે આંસુ ટપકતી આંખે હાથ ધર્યા !



## ૧૮

## કુમાર છાત્રાલયમાં

મદ્રાસથી વગર ટિકિટે દિલ્હી આવેલી કૃષ્ણા વિદ્યાપીઠમાં દાખલ થઈ. બીજે જ દિવસે એણે એક કાગળ લખી રડતાં માબાપને શાંત કર્યા.

કૃષ્ણાને આવ્યાં આઠ દિવસ પૂરા ન થયા ત્યાં એનો પ્રભાવ છાત્રાલયમાં દેખાયો. મિસ હેલને કોટપાટલૂન ચડાવ્યાં; ટર્કીશ કુમારી અમીનાએ લાંબો ઝભ્ભો પહેર્યો; અમૃતકુંવરે ધોતિયું, પહેરણ અને કોટ પહેરી માથે પંજાબી સાફો લગાવ્યો. આખા છાત્રાલયમાં ખળભળાટ મચ્યો. કેટલીક કુમારીઓ વાર-તહેવારે પુરુષવેશ પહેરતી, પણ કાયમી પોશાક તરીકે ઘણી કુમારીઓ તે પહેરતી થઈ એથી ગૃહપતિઓ વિચારમાં પડી ગયા, માત્ર પ્રધાનગૃહપતિના પેટનું પાણી હાલ્યું નહિ.

એક દિવસ વિદ્યાર્થીમંડળની બેઠકમાં કૃષ્ણા ઠરાવ લાવી: “કુમાર-કુમારીઓનાં છાત્રાલય જુદાં રાખવાં એ મનુષ્યજાતિનું અપમાન છે. અને તેમાં સંસ્થાના સંચાલકોનું માનસ શંકિત અને સંકુચિત હોય તેવો ભાસ થાય છે માટે એ ભેદ કાઢી નાખવા.’

ઠરાવ પર ગરમાગરમ ચર્ચા ચાલી, માત્ર બે મત સારુ કૃષ્ણાનો ઠરાવ ઊડી ગયો. કૃષ્ણા તરત મુખ્ય અધિષ્ઠાત્રી પાસે ગઇ. તેણે કહ્યું: " મને કુમાર છાત્રાલયમાં રહેવાની છૂટ નહિ આપવામાં આવે તો હું વિદ્યાલય છોડી ચાલી જઇશ."

પ્રધાનગૃહપતિ એ વખતે હાજર હતા. તેમણે કહ્યું: " તને છૂટ આપીએ પણ એક અપવાદ તરીકે. અમે કહીએ ત્યારે તારે પાછા કુમારીછાત્રાલયમાં ચાલ્યા જવું પડશે. અમારાથી નિયમ ન બદલાય."

" નિયમ ન બદલાય તો હું કહું તેમ કરો. મને એક અઠવાડિયા માટે અથવા મહિના માટે કુમાર છાત્રાલયમાં રહેવાની છૂટ આપો. એટલા સમયમાં તમારું બીકણપણું સાબીત થઇ જાય તો કાયમની છૂટ આપજો." કૃષ્ણા થોડા વખતમાં બધા સાથે ખૂબ છૂટથી વાત કરતી થઈ ગઇ હતી. કૃષ્ણાનું કહેવું સાંભળી મુખ્ય અધિષ્ટાત્રીએ હર્ષમાં આવી જઇ ઉતાવળો અભિપ્રાય આપ્યો: " તું એક માસ નહિ પણ એક વરસ ત્યાં રહે. પછી અમે બન્ને છાત્રાલય એક કરી દઈશું."

" ઠીક ત્યારે, આજે આવી જાઉં છું."

" ખુશીથી." પ્રધાન ગૃહપતિએ સંમતિ આપી. કૃષ્ણાને આવતી જોઇ બે–ચાર જણ બોલી ઊઠયા: 'કેમ મદ્રાસી જુવાન!' કયાં ચાલ્યા?"

" તમારા છાત્રાલયમાં."

" હોય નહિ, ગૃહપતિએ હા પાડી?"

" એ શું ના પાડતા'તા. છાત્રાલય છાત્રોનું છે, ગૃહપતિનું નહિ."

" શાબાશ! તું પણ જબરી છે."

કૃષ્ણા ભોજનાલયમાં ગઇ તો ત્યાં એજ ચર્ચા ચાલતી હતી. કૃષ્ણાને ભોજનના નિયમો સામે સખત વાંધો હતો. અમુક

ચીજ ત્રણવાર જ પીરસાય અને અમુક સાડાત્રણ વાર એ એને પસંદ નહોતું. ઘી દૂધ જોઇએ તેટલાં મળતાં એ કૃષ્ણાને ગમતું. પીરસનારને કઇ રીતે સગવડ પડે તેનો વિચાર કૃષ્ણા કદી ન કરે. એને તો નિયમ ન જોઈએ; બસ, કોઇ પણ બાબતમાં નિયમ ન જોઇએ!

જિતેંદ્ર ભોજનાલયની સામાન્ય વ્યવસ્થા રાખતો. કૃષ્ણાની તકરારોથી એ કંટાળતો નહિ. એ બંડખોર છોકરીના કજિયામાં એને મજા આવતી.

"જિતુભાઇ, સાડાદસમાં એક મિનિટ બાકી" માત્ર જિતેંદ્રનું ધ્યાન ખેંચવા ખાતર કૃષ્ણા બોલી.

"કેમ કૃષ્ણા, તું અમારા છાત્રાલયમાં આવી એમ સાંભળ્યું છે."

"કેમ નહિ આવું?"

"ત્યારે કાલે સ્વયંપાકમાં અમારી મંડળીમાં રહેજે."

"જરૂર રહીશ, પણ હું રાંધીશ નહિ; ચીજ વસ્તુ આપીશ."

"તને રાંધવાનું કોણ કહે છે?"

"ના, આ તો હું પહેલેથી કહી રાખું છું."

ત્યાં તો બે ડંકા પડયા અને પીરસવાનું શરૂ થયું. રાત્રે કુમાર છાત્રાલયમાં કૃષ્ણાની આસપાસ નાનકડી સભા ભરાઈ કૃષ્ણા બિછાનાનું આસન બનાવી ઉપર બેઠી હતી, પોતે કેવી રીતે લડાઈ કરીને અહીં આવી તેનું વર્ણન કરતી હતી. અને કેટલાક કુમારોએ એવી જ રીતે બંડ કરીને કુમારી છાત્રાલયમાં રહેવાની છૂટ મેળવવી જોઇએ એવું ભાષણ આપતી હતી. 'જીવનમાં નિયમને સ્થાન ન હોવું જોઈએ' એ સિદ્ધાંત પ્રતિપાદન કરતી હતી. સભા ચાલે છે એવામાં જિતેંદ્ર ફરતો ફરતો નીકળ્યો.

"જિતુભાઇ, આવો આવો, અહીં બેસો" કહી કૃષ્ણા પોતે વિટાની નીચે બેઠી.

"ના, ના, તમારી સભા ચલાવો."

"પ્રમુખ વિના સભા કેમ ચાલે? તમે આજની સભાના પ્રમુખ."

"અને તું?"

"હું મુખ્ય વક્તા." હાજરજવાબી કૃષ્ણાએ ઉત્તર દીધો.

જિતેંદ્ર બેઠો. છાત્રાલયોમાં ગૃહપતિઓ તો માત્ર સલાહ આપવા પૂરતા હતા. બાકી બધી વ્યવસ્થા વિદ્યાર્થીઓ પોતાની મેળે જ કરી લેતા. પ્રધાનગૃહપતિનું બધું કામ જિતેંદ્ર કરતો. જિતેંદ્ર પ્રત્યે સૌને ખૂબ માન હતું.

કૃષ્ણાએ વ્યાખ્યાન આગળ ચલાવ્યું:

"જુઓ, અહીંનો જ દાખલો લો. તમે બધાએ પથારીઓનાં ઓશીકાં એક તરફ રાખ્યાં છે એવું શા માટે? કેટલાકે ઓશીકાં અવળાં રાખવાં જોઈએ!"

"અવળાં કરવાથી ચાલનારના પગની ધૂળ ઊડે" એક જણ વચ્ચે બોલ્યો.

"ધૂળ ઊડે તો આંખો બંધ કરી જઇએ, માથે ઓઢી જઇએ; પણ એટલા ખાતર કાંઇ મેંઢાની માફક એક કરે તેમ સૌ ન જ કરીએ."

"તો તમે મદ્રાસી છોકરાનો પોશાક કેમ પહેર્યો છે? યુરોપીય પહેરવો જોઇએ." સિંધુમલ ઉવાચ.

"કાલથી કોટપાટલૂન ચડાવીશ, પછી છે કાંઇ?"

"તમે પગેથી કેમ ચાલો છો? ઉંધે માથે ચાલવું જોઇએ!"

"ના, કુદરતની વિરુદ્ધ ન થવાય, આપણે તો સમાજમાં નિયમ ન જોઈએ."

મોડી રાત સુધી ગમ્મત કરી સૌ બિછાનાવશ થયાં.



૧૯

# લશ્કરી તાલીમ

એક વરસમાં અને તેટલું શીખી લેવાનો ઉમારીનો નિશ્ચય હતો. બાના જુમ્મા એને અરબ્બી સાહિત્ય અને રાજકારણનો અભ્યાસ કરાવવા લાગ્યા. મહાવિદ્યાલયના પ્રથમ વર્ષમાં અરબ્બીની શરૂઆત થતી હોવાથી ઉમારીને દાખલ થવામાં જરા પણ અડચણ ન પડી. ઉમારીની દેશપ્રીતિ અને એકાગ્રતા જોઇ બાના જુમ્મા ખુશ થયા હતા. ઉમારી પર એમના ચારે હાથ હતા. ઉમારીના શિક્ષણ માટે નાનાભાઈ કરતાં વિશેષ જહેમત એ ઉઠાવતા. ઉમારી પણ અભ્યાસમાં મશગુલ થઇ ગયો. મેદાની રમતો સિવાયની કોઇ પણ પ્રવૃત્તિ તરફ એનું ધ્યાન નથી. પોતાના ધ્યેયને મદદરૂપ એટલી ભાષા અને એટલું રાજકીય જ્ઞાન પ્રાપ્ત કરવા એણે તનતોડ મહેનત આદરી.

પ્રાતઃકાળમાં ચાર વાગે ઊઠીને ઉમારી અભ્યાસ શરૂ કરતો. ભોજન સિવાયનો બધો વખત અભ્યાસમાં ગાળતો. બીજા કામમાં એનું દિલ ચોંટતું નથી. જે અભ્યાસથી માતૃભૂમિનો સત્વર ઉદ્ધાર થાય એ જ એને પ્રિય છે. એવા અભ્યાસ પાછળ એ દિવાનો થયો હતો. બધા વિદ્યાર્થીઓ ઉત્સવપ્રસંગે નાટયપ્રયોગો કરે, જલસા ઉડાવે, મિષ્ટાન્નો આરોગે; પણ ઉમારીનું દિલ એમાં રાચતું નથી, ઊલટું બાના જુમ્મા અને આફ્રિકન યુવક-યુવતીઓને આવા રંગરાગમાં પડેલાં જોઇ એની આંતરડી કકળે છે, પણ એમાં એનો ઉપાય નથી.

જેમ જેમ ઉમારી દુનિયાના સ્વાતંત્ર્યના શહીદોની કથાઓ વાંચતો ગયો, જેમ જેમ જગતના સ્વાધીન દેશોના સ્વાતંત્ર્ય-સંગ્રામોની યશગાથાઓ જાણતો થયો, તેમ તેમ આઝાદી માટેની એની તમન્ના વધતી ગઇ. એને ઊડીને આફ્રિકા પહોંચવાનું મન થયું, પણ લાચારઃ એક વરસ સુધી પોતે વિદ્યાપીઠના દરવાજા બહાર પગ મૂકી શકે તેમ નથીઃ વિદ્યાપીઠના દરવાજેથી નાસી જવું સહેલ હતું. શહેરમાં ફરવા નીકળ્યો હોય ત્યારે ભાગી જાય તો કોઇ બાંય પકડે તેમ નહોતું; પરંતુ ઉમારીથી એવો વિશ્વાસઘાત કેમ થાય? એથી બહેતર છે કે દેશ છ માસ મોડો સ્વતંત્ર થાય. એક વરસમાં ઉમારી અરબ્બી સાહિત્ય બરાબર ઉકેલતો થઈ ગયો. અરબસ્તાન, તુર્કસ્તાન, ઇરાન, અફઘાનિસ્તાન વગેરે દેશોની સંસ્કૃતિ, ઇતિહાસ, ભૂગોળ અને સામાજિક રીતરિવાજો એણે જાણી લીધાં. જગતના રાજકારણનો આછો ખ્યાલ પણ મેળવી લીધો.

જવા આડા આઠ દિવસ રહ્યા ત્યારે ઉમારીને એક નવીન વિચાર સ્ફૂર્યો. એના મનમાં થયું કે 'મારા દેશભાઇઓ હથિયાર રાખે છે. એમનામાં શૂરાતન ભર્યું છે. માત્ર વ્યવસ્થા અને તાલીમ નથી, એટલું આવી જાય એટલે બેડો પાર.'

એ તરત બાના જુમ્મા પાસે પહોંચ્યો.

"બાના, મારો વિચાર અહીંથી છૂટા થઇને લશ્કરી તાલીમ લેવા જવાનો છે." નવો વિચાર આવતાં ઉમારી પહેલો બાના જુમ્માને કહેતો એટલે જુમ્મા સાહેબને નવાઇ ન લાગી.

તેમણે કહ્યુંઃ "હું ગોઠવણ કરી દઇશ."

"સાથોસાથ લશ્કરી છાવણીઓ જોઈ લેવી છે, બની શકે તો અફઘાનિસ્તાન, ઇરાન, અરબસ્તાન વગેરે દેશો જોઇને પછી ત્યાંથી દેશ જવાની ઇચ્છા છે."

"એ બધા માટે મારે મહામાત્રને મળવું પડશે; એકાદ બે દિવસમાં હું તપાસ કરીને જવાબ આપીશ. ખુદાની મરજી તો બધી સગવડ થઇ જશે."

"મારે જવું એ નક્કી છે. આપ રજા મેળવી આપો, સગવડ કરાવી આપો એટલી જ વાર છે."

"એ તો સમજી ગયો. બનતાં સુધી છાવણીઓમાં રહી તાલીમ લેવાની અને અફઘાનિસ્તાન ઉપર થઇને દેશ પહોંચવાના ભાડા વગેરેની વ્યવસ્થા થઈ જશે. તું એ બાબતમાં બેફિકર રહેજે."

"બસ બાના" ઉમારીએ હર્ષને દબાવ્યો છતાં ઊર્મિ બહાર નીકળી પડી.

*

"કૃષ્ણા, તેં સાંભળ્યું કે?" સિંધુમલે છાત્રાલયમાં દાખલ થતાં કહ્યું.

"શું?"

"વિદ્યાપીઠ તરફથી ઉમારી લશ્કરી તાલીમ લેવા અને એશિયાની સફર કરવા જાય છે.''

"લશ્કરી તાલીમ માટે કુમારોને જ મોકલે છે કે કુમારીઓ પણ જાય છે?"

"નિયમની ખબર નથી, પણ હજી સુધી, મારા આવ્યા પછી કોઇ કુમારી ગઇ નથી!" કૃષ્ણાને પાનો ચડાવવા સિંધુમલે સાંભેલું રોડવ્યું.

"કોઇ કુમારી ગઇ નથી? કેમ ન જાય? શું પુરુષને લડતાં આવડે છે અને સ્ત્રીઓને નથી આવડતું? હું હમણાં જ પ્રધાન ગૃહપતિને વાત કરું છું." કૃષ્ણા ગૃહપતિ પાસે ગઇ. જતાંવેંત કહ્યું: "મારે લશ્કરી તાલીમ લેવા જવું છે, બંદોબસ્ત કરી આપો. સાથોસાથ એશિયાની સફરે જવાનો પણ મારો વિચાર છે." કૃષ્ણાએ બધી વાત એકસામટી રજૂ કરી દીધી.

"કેમ કાંઇ એકદમ તરંગ ઊપડયો છે?"

"ના, તરંગ નથી. આ ઉમારી જાય છે તો મને પણ મોકલો."

"ઉમારી જાય છે એમ કોણે કહ્યું?"

"હું કહું છું."

"ઠીક, હું પૂછી જોઇશ."

"હા, પૂછી જુઓ, પણ હું જવાની છું એ નક્કી." એટલું કહી કૃષ્ણા ચાલી ગઈ.

પ્રધાન ગૃહપતિએ બાના જુમ્માને કૃષ્ણા માટે બંદોબસ્ત કરવા સાથેસાથ લખી નાખવા કહ્યું. લખનૌ અને સરહદની છાવણીમાં છ છ માસ તાલીમ લેવાની ગોઠવણ થઇ ગઈ, એશિયાની મુસાફરી માટે પૈસા અને ભલામણપત્રોની વ્યવસ્થા કરી નાખી.

પ્રધાન ગૃહપતિએ ઉમારી અને કૃષ્ણાને બોલાવ્યાં. અને કહ્યું: "જુઓ, તમારે બન્ને માટે વ્યવસ્થા થઇ ગઇ છે."

"તમે પણ આવો છો કે?" ઉમારીએ આશ્ચર્યથી કૃષ્ણાને પૂછ્યું.

"હા જી."

"બહુ સારૂં થયું. એકથી બે ભલા."

"તમારે કાલે સવારે બધી જણસભાવ લઇ સીધા લખનૌ જવાનું છે. ત્યાં છ માસ રહી સરહદની છાવણીમાં જવાનું. ત્યાં કેટલો વખત રહેવું, કઇ છાવણીમાં રહેવું વગેરે પાછળથી જણાવીશ."

રાત આખી ઉમારી અને કૃષ્ણાએ સફરની તૈયારી કરી.



૨૦

# લશ્કરી છાવણીઓ

જાણે જગતથી કોઇ નિરાળી જ ભૂમિ હોય, સોલ્જરો જાણે પર-લોકવાસ સેવતા હોય, એવું મૃત્યુલોકથી અસ્પૃષ્ટ વાતાવરણ ચાલીસ વર્ષ પહેલાં લશ્કરી છાવણીઓનું હતું. પરંતુ અંગ્રેજના રાજ સાથે એ વાતાવરણ પણ ગયું. લશ્કરી સૈનિક ભાડૂતી સોલ્જર મટી રાષ્ટ્રસેવક બન્યો, દેશનો રક્ષક બન્યો. હિંદમાં બનતા નિત્યનવા બનાવોથી એ વાકેફગાર રહેતો. પોતાની ઉપયોગિતાનો એને ખરો ખ્યાલ હતો. છાવણીમાં રાખેલા પુસ્તકાલયની મદદથી એ જગતની છાવણીઓના પરિચયમાં રહી શકતો. નવામાં નવાં શસ્ત્રનો ઉપયોગ તે જાણતો હતો અને પ્યારી માતૃભૂમિની સત્ત્વરક્ષા માટે માથું આપવાની તે પોતાની ફરજ સમજતો હતો. મીરતની છાવણીને લખનૌમાં નવા સ્વરૂપમાં લાવવામાં આવી હતી. શીખ, ગુરખા, અને અફઘાન લડવૈયાથી ભરેલી આ છાવણી તે વખતે અજોડ ગણાતી. છાવણીનો સરદાર ભવાનસિંહ રાષ્ટ્રભાવનાથી રંગાયેલો કુશળ લડવૈયો હતો.

ભવાનસિંહે કાર્યાલયમાં પગ મૂકતાં જ સુબેદારને કહ્યુંઃ " ગોવિંદરાવ, નયા દિલ્હીથી વિદ્યાપીઠના મહામાત્રનો તાર છે કે બે વિદ્યાર્થીઓ છ માસ માટે તાલીમ લેવા આવે છે, તેમને માટે બધી વ્યવસ્થા તમે કરી નાખજો."

" જેવો હુકમ. તેઓ અત્યારની ગાડીમાં ઊતરવાના છે ?"

" હમણાં જ આવી પહોંચવા જોઇએ..."

સરદારનું વેણુ પૂરૂં થાય તે પહેલાં બે જુવાન સલામ ભરીને ઊભા રહ્યા.

"હું ધારું છું તમે નયા દિલ્હીથી આવો છો!"

"જી, હા."

"હમણાં હું ગોવિંદરાવને એ જ વાત કરતો હતો. તમારા મહામાત્રનો તાર અને કાગળ બન્ને મળ્યાં છે. તમારે માટે રહેવાની, જમવાની, શીખવાની બધી સગવડ થઇ ગઇ છે. ગોવિંદરાવ! ભાઈ ઉમારીને તથા કૃષ્ણાબહેનને ઉતારો બતાવી આવો. જમવાનું સૌની સાથે ભોજનાલયમાં રાખ્યું છે, ફાવશેને?"

"ઘણી જ ખુશીથી."

"ઠીક ત્યારે, બપોરે ફરી મળશું."

ઉમારી અને કૃષ્ણાને લઈ ગોવિંદ ચાલ્યો. એક સગવડ-ભરેલો ઓરડો તૈયાર રાખ્યો હતો. ચાર જણની જગ્યા હતી. હમણાં વિદ્યાર્થીઓની ભરતી નહિ હોવાથી ઓરડો ખાલી હતો. ગોવિંદરાવે ઓરડો ઉઘાડી કહ્યું: "કહો ઉમારીભાઈ, તમને આમાં ફાવશે કે?"

"ઘણી જ ખુશીથી."

ઉમારી અને કૃષ્ણા નાહી ધોઇને હળવાં થયાં. ગોવિંદરાવ સાથે છાવણી જોવા નીકળ્યાં. ગોવિંદરાવ ચીવટથી બતાવતો હતો. છાવણીનાં મકાનોનો પહેરો ભરતી હોય તેવી રીતે હારબંધ ઊભેલી સિપાહી લોકોની કોટડીઓ; સુંદર બગીચો; મજાનું આરોગ્ય ગૃહ; એક પછી એક જોતાં ગયાં. એમાં કૃષ્ણાને સૌથી આશ્ચર્ય પ્રાર્થનાસ્થાન લાગ્યું. એ કહે: "આ નવી નવાઈ કહેવાય! ઉમારીભાઇ ક્યાં લડાઇ અને ક્યાં ઈશ્વર? બન્ને વચ્ચે બારમો ચંદ્રમા!"

"એમ હોય? દેશને માટે લડનારા દેશકાજે માથું આપે છે. અને એ માટે પરવરદિગાર પાસે તાકાત માગે છે." ઉમારીએ જવાબ દીધો.

"હથિયાર ક્યાં રાખતા હશે ?" કૃષ્ણાએ પૂછ્યું.

"સામેના કોઠારમાં." ઊંચા અને પ્રચંડ બુરજ સામે આંગળી ચિંધી ગોવિંદરાવે કહ્યું.

"ચાલો જોઇ આવીએ."

"એને માટે સરદાર સાહેબની પરવાનગી જોઇએ. હજી તમે રહેવાનાં છો. કોઇ દિવસ લઇ જઇશ."

ફરીને આવ્યાં ત્યારે જમવાનો વખત થયો હતો. ઘણા સૈનિકો ભોજનાલયમાં જમતા હતા. જમવાની વ્યવસ્થા છાત્રાલયને આંટી મારે તેવી હતી. લશ્કરી શિસ્ત, કડક છતાં છૂટવાળી હતી.

બપોર આખા આરામ કર્યો. આજનો દિવસ છુટ્ટીનો હતો. સાંજે વાળુપાણી કરી બન્ને ફરવા નીકળ્યાં. સૈનિકો બધા પોતપોતાના મકાન આગળ આંગણામાં મોજ કરતા હતા. કોઇ આરામખુરશીમાં પડયા પડયા વાંચતા હતા, કોઇ ખાટલો ઢાળી આડે પડખે થયા હતા, કોઇ રેંટિયો ચલાવતા તો કોઈ તકલી કાંતતા, કોઇ પોતાનાં નાનાં બાળકોને વાર્તા કહેતા હતા. ગંગાસિંહ અને બ્રિજકુંવર ખાટલો ઢાળી બેઠાં હતાં. ઉમારીને આવતો જોઇ ગંગાસિંહ ઊઠયો: "આવો, પધારો" કહી ખાટલો આગળ લાવ્યો. બધાં બેઠાં એટલે કૃષ્ણાએ પૂછ્યું: "તમે કેટલા વરસથી છાવણીમાં છો ?"

"પંદર વરસ થયાં." ગંગાસિંહે કહ્યું.

"આપનો અભ્યાસ ?"

"હું કાશી મહાવિદ્યાલયમાં દ્વિતીય વર્ષમાં હતો."

"પગાર કેટલો મળે છે ?" ઉમારીએ પૂછ્યું.

"મારે કાંઇ સંતાન નથી, ઘરડાં માબાપ નથી, એટલે હું પંદર રૂપિયા લઉં છું."

"આપનાં પત્ની છે ને ?" કૃષ્ણાએ સવાલ કર્યો.

"એ આઠ કલાક કાર્યાલયમાં જાય છે. એને પણ પંદર રૂપિયા મળે છે."

"કાર્યાલયમાં શું કામ કરે છે?"

"સેનાપતિના મદદનીશ મંત્રી તરીકે કામ કરે છે."

"લડાઇ ન હોય ત્યારે તમને મજા પડે કે લડાઇમાં?" કૃષ્ણાએ નવો પ્રશ્ન કાઢયો.

"ખરી મજા તો લડાઇમાં જ પડે. પરંતુ રોજ લડાઇ થોડી જ થાય છે? રોજ લડાઈ થાય તો દુનિયા કેમ ચાલે?"

"બ્રિજકુંવરબહેન, તમને લડવું ગમે કે નહિ?"

"હા ભાઈ, લડવું કેમ ન ગમે? હું નાનપણમાં તલવારપટ્ટા શીખી હતી. મારા બાપુ સુબેદાર હતા. પણ સ્ત્રીઓની છાવણીમાં તમારા મરદ લોકો જેટલી—"

"હું મરદ નથી, તમારા જેવી જ ઓરત છું."

"શું કહો છો?" બ્રિજકુંવર અને ગંગાસિંહ બન્ને બોલી ઊઠયાં.

"એમાં તમને નવાઇ શેની લાગી?"

"નવાઈ તો કાંઇ નહિ. આજકાલ શહેરની છોકરીઓ મરદનો પોશાક પહેરે છે. એટલે તમને ઓળખ્યાં નહિ." ગંગાસિંહે નવાઇનું કારણ બતાવ્યું.

"તો તમે અહીં રહીને શા માટે ભણો છો? બહેનોની છાવણી મીરતમાં છે ત્યાં જાઓ ને?" બ્રિજકુંવરે કહ્યું.

"મારે પુરુષોની સાથે જ શીખવું છે. સ્ત્રી-પુરુષ જેવા ભેદ શા?"

બ્રિજકુંવર જોઈ રહી. થોડી વારે કાંઇ સાંભર્યું હોય તેમ બોલી: "તમે છાવણીમાં શીખો ને ત્યાં સુધી અમારે ઘેર રહેજો."

"ના, ના, મને ત્યાં શી હરકત છે?"

"હરકત તો કાંઇ નહિ, પણ........"

"પણ શું? તમે લોકો બહુ ટૂંકા મનના છો. સરદાર ભવાનીસિંહે મને આ બાબતમાં એક શબ્દ સરખો કહ્યો નથી. એનું નામ લડવૈયો."

ઉતારે જઈ કૃષ્ણા અને ઉમારી સૂઈ રહ્યાં. બીજે દિવસે સવારથી એમની તાલીમ શરૂ થવાની હતી.

સવારમાં ચાર વાગે ઉમારી જાગી ગયો. કૃષ્ણાને ઊઠવું જરા આકરું લાગ્યું. સાડાચારે વહેલું રણશિંગું ફૂંકાયું. બહાર આવીને જુએ તો એકેએક સૈનિક જાગી ગયો છે. દાતણપાણી, નાહવા-ધોવાનું ઝપાટાબંધ આટોપી લીધું. લશ્કરી પોશાક ચડાવ્યો. બૂટ–બટન સાફ ચકચકિત, હથિયાર ચોખ્ખાં ચળકતાં બનાવ્યાં. બીજું કવાયતનું બ્યૂગલ વાગ્યું અને સૌ મેદાન ઉપર હાજર થયા. સાડાઆઠ સુધી કવાયત ચાલી. કૃષ્ણા થાકીને લોથ થઈ ગઈ. ઉમારી પણ ઠીક ઠીક થાકયો. નવથી દસની વચ્ચે ભોજન અને આરામ બધું પતાવી લેવાનું. દસથી ત્રણ વાગ્યા સુધી પુસ્તક મારફત અભ્યાસ. સાંજે ચારથી છ ફરી કવાયત. પછી રમતગમત, વાળુપાણી, રાતે હાજરી, બરાબર દસ વાગે પથારીમાં. બન્નેને આ કડક નિયમિતતામાં મજા પડી. અઠવાડિયે એક વાર રજા મળતી. એ દિવસે જલસા અને ઉત્સવ થાય. પંદર દિવસે એક વાર પથારીઓ, હથિયાર વગેરેની તપાસ થાય. હારબંધ ચોગાનમાં છાવણી આખી ખડી થઈ જાય. પોતાની પથારી અને હથિયાર ગોઠવી, પોશાક પૂરો પહેરી સૈનિકો ઊભા રહી જાય. સરદાર સાહેબ પોતે આવીને નિરીક્ષા કરી જાય. એ વખતનો દેખાવ જોવાલાયક થતો.

ઉમારીને મન આ અનુભવ અણમોલ હતો. પોતાના દેશની મુક્તિ માટે આ શિક્ષણ વધારેમાં વધારે ઉપયોગી થશે એવી એને ખાતરી હતી. છ માસમાં બન્નેએ લશ્કરી કૂચ, ઘોડેસ્વારી, તલવારપટ્ટા, ભાલો, બંદૂક અને તોપનો ઉપયોગ જાણી લીધો.

સરદાર ભવાનીસિંહે પ્રેમભરી વિદાય આપતાં કહ્યું: " લશ્કરમાં દાખલ થવાનો વિચાર થાય તો અહીં જ આવજો."

" જરૂર. "



૨૧

## લશ્કરી છાવણીઓ (ચાલુ)

**ઉમારી** અને કૃષ્ણા પેશાવરથી મોટરમાં બેસી સરહદી છાવણીમાં પહોંચ્યાં. સુબેદાર હરિસિંહ તેમની રાહ જોતો ઊભો હતો. સુબેદારે ઉમારીને હાથ મિલાવી બહાર લીધો અને કહ્યું: " આ અમારી સરહદની છાવણી. તમને ખબર પડશે કે લખનૌમાં અને અહીંઆં શો ફરક છે. કૃષ્ણાબહેન, તમે કોઇ પઠાણ જુવાન જેવાં દેખાઓ છો. ચાલો આવો." હરિસિંહ આગળ ચાલ્યો.

આ છાવણીમાં આવી જાતના વિદ્યાર્થીઓ ભાગ્યે જ આવતા. એમને માટે ખાસ સગવડ કરવી પડતી. ટેકરી ઉપરના નાનકડા મકાન નજીક આવ્યા એટલે સુબેદાર ઊભો રહ્યો. " જુઓ ઉમારી-ભાઇ, આ તમારો ઉતારો. આ ટેકરી પરથી આખી છાવણી જોઇ શકાય છે. હું પહેલાં અહીં રહેતો. મહામાત્રજી લખે છે કે તમારે છએક માસ રહેવું છે, થોડી ઘણી તાલીમ લેવી છે."

" જી હા. પરંતુ લખનૌની છાવણીથી વિશેષ શું શીખવાનું છે તે આપને જોવાનું રહેશે ત્યાં અમે લશ્કરી કૂચ, ઘોડેસ્વારી, ભાલા, બંદૂક, તોપનો ઉપયોગ વગેરે જાણી લીધું છે." ઉમારીએ કહ્યું.

" અહીં તમને ઘણું વધારે જાણવાનું મળશે." પોતાની લાંબી મૂછને વળ દેતાં હરિસિંહ બોલ્યો. " દુશ્મનને પહાડી

પરથી કેમ જોર કરી શકાય; પહાડીઓમાં એકબીજાને સંકેતસ્થળે કેમ બોલાવી શકાય; હવાઇ વિમાન સામે કઇ રીતે ટક્કર ઝીલી શકાય વગેરે વગેરે તમને ઘણું જાણવાનું મળશે. કેટલુંક હું બતાવીશ, કેટલુંક સરદાર સાહેબ જાતે શીખવશે."

"બહુ મજા આવશે" કૃષ્ણાનો હર્ષ માતો નહોતો.

"તમને એક ગુરખા નાયક સોંપું છું. તે તમારી બધી ખિદમત કરશે. તમને છાવણી વગેરે બતાવશે. છ માસ તો આંખ મીંચીને ઉઘાડશો ત્યાં ચાલ્યા જશે. ચાલો ત્યારે. બલભદ્ર! મહેમાનો માટે નાહવા ધોવાની વ્યવસ્થા કરી આપ. ભોજન માટે કેમ કરશો?"

"અમે હાથે પકાવી લેશું" કૃષ્ણાએ કહ્યું.

"ના, ના. રસોઇયો આપીશ."

"ના જી, અમને હાથે પકાવવામાં મજા આવશે" કૃષ્ણાએ આગ્રહ ધર્યો.

"ઠીક, તો તમારી મરજી." લશ્કરી ઢબે સલામ ભરી હરિસિંહ ચાલ્યો ગયો.

ટેકરી પરથી કૃષ્ણાએ પાછું વાળી જોયું તો એ ત્યાં જ થંભી ગઈ. પાંચ હજાર ફૂટ ઊંચી આ પહાડી અભેદ કિલ્લાની ગરજ સારે તેવી હતી. ફરતો ડુંગરાઉ મુલક: ઊંચી નીચી સફેદ ડુંગરહાર, પૂનમના મહાસાગરનો ખ્યાલ આપતી હતી. પગ નીચે છાવણીઓનાં મકાન હતાં. સામી ટેકરી પર શસ્ત્રાગાર હતું. જોતાંવેંત દુશ્મનની છાતી ફાટી જાય એવું છાવણીનું સ્થાન હતું. કૃષ્ણા થોડી વારે બોલી: "ઉમારીભાઈ, આવો મજબૂત જેનો દરવાજો છે, તેવો હિંદુસ્તાન હજાર વરસ પરાધીન કેમ રહ્યો હશે?"

"અમારો આફ્રિકા છે તેમ!"

"તમારો દેશ આવો જ છે?"

" આથી વધારે પહાડીવાળો. માણસો આથી વધારે કદાવર શરીરવાળા છતાં ગુલામ." ઉમારીએ નિસાસો મૂકયો.

" તમને ખબર છે ઉમારીભાઇ, આ રસ્તેથી સિકંદર બાદશાહ ચડી આવ્યો હતો, આ જ રસ્તેથી તૈમૂરલંગ હિંદ લૂંટવા આવેલો અને એજ આ માર્ગ છે, જયાંથી મુગલવીર બાબર મુઠ્ઠીભર મોગલો સાથે હિંદ આવ્યો, અને દિલ્હીનું તખ્ત હાથ કર્યું ? આ બધું યાદ આવે છે, ત્યારે એમ થાય છે કે તે દિવસે હું હોત તો પરદેશીને પગ મૂકવા ન દેત."

કૃષ્ણા બોલ્યે જાય છે પણ ઉમારી વિચારમગ્ન છે. એને જયારે દેશ યાદ આવે છે ત્યારે એ ઊંડો ઊતરી જાય છે. બીજાનું બોલવું એને કાને પડતું નથી. ઘણી વારે તે જાગ્યો.

" કૃષ્ણાબહેન, મારો દેશ સ્વતંત્ર થશે."

" કેમ જાણ્યું ? "

" બસ, મને એમ લાગે છે. અને તે મારે હાથે જ થશે. હું ઈરાન અરબસ્તાન થઈ સીધો દેશ પહોંચવા માગું છું."

વાત ચાલે છે ત્યાં બલભદ્ર આવ્યો. રસોઈનો સામાન તૈયાર કરી નાહવા ધોવાની સગવડ કરી દીધી.

ઉમારી વિદ્યાપીઠમાં હિંદી રસોઈ શીખ્યો હતો. કૃષ્ણા થોડું ઘણું જાણતી. બન્નેએ સાથે મળી રાંધી ખાધું. બપોરે સરદાર પાસે ગયાં.

સરદાર વિજયસિંહ ગુરખા હતો. હિમાલયની ગોદમાં ઊછરેલો વિજયસિંહ જવાંમર્દ હતો. પ્રજાસત્તાકના મંત્રીઓની અહિંસક વાતો એને બિલકુલ પસંદ નહોતી. એની મુરાદ તો સમસ્ત એશિયાખંડ ઉપર હિંદુસ્તાનનો વાવટો ફરકાવવાની હતી. એણે નાનપણથી જ એવાં સ્વપ્ન સેવ્યાં હતાં. માબાપ વગરનો વિજય સરહદનો સરદાર કેમ થયો એ કથા લાંબી છે. વિજયસિંહની બહાદુરી અને લડાયક ખરાસ ઉપર અહિંસક મંત્રીઓ પણ આફરીન હતા.

ઉમારી અને કૃષ્ણા આવ્યાં ત્યારે વિજયસિંહ ઘાટનો નકશો જોતો હતો. બન્ને સલામ કરી ઊભાં રહ્યાં. વિજયસિંહે કહ્યું: "તમે કેટલીક તાલીમ લખનૌમાં મેળવી છે. હું તમને કૂચ વગેરે શીખવવાનો નથી, ઘાટમાં રખડાવવાનો છું. આજે જ એક ટુકડી પહાડીઓમાં જાય છે. લૂંટારાઓની એક ટોળી ગામ ભાંગી નાસતી ફરે છે, તેને પકડવા જાય છે......"

"આપણે સાથે જશું ઉમારીભાઈ," કૃષ્ણા વચ્ચે બોલી ઊઠી.

"સરદાર સાહેબ કહે તે સાંભળો" ઉમારીએ ગંભીરતાથી કહ્યું.

"તમને સાથે મોકલવાનો મારે વિચાર છે, એટલે તો તમને વાત કરું છું. લખનૌમાં શીખ્યા તેનો અહીં ઉપયોગ કરો." વિજયસિંહે રજા આપી.

બન્ને બંદૂકો મૂકી બન્ને જણ ટુકડી સાથે ઊપડી ગયાં. પહાડીઓ ખૂંદીને મોડી રાતે પાછાં ફર્યાં. લૂંટારા હાથ ન લાગ્યા. પણ ઘાટોમાં દોડવાની, સંતાઈ જવાની, સાંકેતિક ભાષા બોલવાની તાલીમ મળી. આમ છ માસમાં બન્નેએ પહાડી યુદ્ધનું શાસ્ત્ર જાણી લીધું. વિજયસિંહ પોતે પુસ્તક મારફત અને પ્રત્યક્ષ શીખવતો. છ માસ પૂરા થયા એટલે ઉમારીએ રજા માગી. વિજયસિંહે એનો પીઠ થાબડતાં કહ્યું: "તારા જેવા જુવાન આફ્રિકાનું સ્વાતંત્ર્ય જરૂર મેળવશે."

ઉમારીએ ઉપકારથી માથું નમાવ્યું.

સરદારે કૃષ્ણાને વિદાય આપતાં કહ્યું: "તારા જેવી બહાદુર છોકરી મેં જોઈ નથી. તું કોઈ વાર નેપાળ આવજે, ત્યાંની છોકરીઓમાં ખરાતન છે પણ બહાર પડીને કામ કરવાની હિંમત નથી."

પેશાવર થઈ બંને જણ કાબુલ જવા ઊપડી ગયાં.



## ૨૨

# ઇસ્લામી એશિયાની સફરે

**શાહે** હિંદોસ્તાં થવાની મહત્ત્વાકાંક્ષાથી સાત વાર હિંદ પર ચડી આવનાર શાહબુદ્દીન ઘોરીનું પાટનગર કાબુલ : બુખારા અને સમરકંદનો મુગલાઇ વારસો ભોગવનાર કાબુલ : શેરદિલ અફઘાનોનું માદરેવતન કાબુલ : નામ લેતાં મોઢું ભરાઇ જાય એવું એ કાબુલ : પેશાવરથી ગાડી ઊપડતાં જ ઉમારીએ કાબુલની કલ્પના ઘડવા માંડી. અફઘાન અમીરનો રાજવૈભવ કેવો હશે, અફઘાન જીરગાના કાયદા-કાનૂન કેવા હશે ? શહેરના બાહ્ય દેખાવ ઉપર મોહીને કે ફરતા પહાડી પ્રદેશ ઉપર આફરીન થઇને ઉમારી કાબુલ નહોતો જતો. એને તો જોવું હતું કે ઇસ્લામના ઝંડાધારીઓના દેશમાં કોનું રાજ્ય ચાલે છે ? એ પોતે ચુસ્ત મુસલામ હતો. એક વાર કૃષ્ણાએ ઉમારીને પૂછ્યું હતું: "આ બધા નમાજ પઢે છે ત્યારે કેવા ભક્તિ-ભીના થઇ જાય છે; તમને નમાજ નથી આવડતી ?" સાંભળીને ઉમારીના શરીર પર પુલકાવલિ ઊપડી આવી. એણે જવાબ દીધો: "અમારા શાસ્ત્રમાં લખ્યું છે કે ગુલામની નમાજ ખુદા સ્વીકારતો નથી ! જે દિવસે પૂર્વ આફ્રિકા આઝાદ કરીશ તે દિવસે નમાજ પઢીશ.' કૃષ્ણા ચૂપ થઈ ગઇ.

ઉમારીને કાબુલ, ઇરાન, અરબસ્તાન જઇ જોવું હતું કે 'ત્યાંના બહાદુર વતનીઓ સ્વાધીન છે કે પરાધીન ? પરાધીન હોય તો શા કારણે ? તેમના સામાજિક રીતરિવાજ કેવા છે ? જીરગા (મહાજન) નું જોર કેવું છે ? એમનું લશ્કરી બળ કેવું અને કેટલું છે ? ઇસ્લામી

રાજપુરુષો યુરોપિયનના હાથમાં રમનારા છે કે એમને ધોળીને પી જાય તેવા છે? એને જોવું હતું કે પોતાના ધ્યેયને પ્રાપ્ત કરવામાં આ ઇસ્લામી દેશો મદદગાર થશે કે કેમ? થશે તો કઇ રીતે અને કેટલા પૂરતા?' આવા આવા અનેક વિચારે ઉમારી કાબુલ તરફ ગાડીને પૈડે દોડયો જતો હતો.

ખૈબરઘાટની ભવ્ય રમણીયતા જોવાનો એને અવકાશ નહોતો. આકાશે અડીને ઊભેલા પહાડ, વેરાન જંગલ કે કદાવર આફ્રિદીઓ કશું ઉમારીને આકર્ષતું નહોતું. એના મગજમાં તો જુદા જ વિચારો ઘૂમતા હતા. એ વિચારી રહ્યો હતો કે તૈમુર, શાહબુદ્દીન, નાદીરશાહ જેવા કેટલાયે ફોજી લૂંટારા, અનેક વાર ભારતની લીલી વાડી વેરાન કરવા આવ્યા છતાં એ નંદનવન કેમ રહી? બાબર જેવાએ બાદશાહી હાથ કરી, હુમાયૂ અને અકબર જેવા વારસને સોંપી, તો પણ મોગલ સામ્રાજ્ય શા કારણે જમીનદોસ્ત થયું? દોઢસો વરસ સુધી ધોળા ઉંદરની માફક ફૂંકીફૂંકીને કરડનારા ગોરા ઘૂસી ગયા હતા તો પણ હિંદ આજે સ્વાધીન છે. અને પોતાના જ્ઞાન અને સંસ્કારિતાનો ઝરો જગતને કારણે વહાવી રહ્યું છે. એનું કારણ શું હશે?

જવાબમાં ઉમારીની નજર સામે મહારાણા પ્રતાપસિંહ આવી ઊભા, જેની ટેકને છુંદવા જતાં મોગલ સામ્રાજ્યની ટેક ધૂળમાં મળી; ઉમારીની નજર સામે શિવાજી મહારાજ તરવા લાગ્યા, જેના જાગ્રત થયેલા દેશાભિમાનને મિટાવવા જતાં મોગલસત્તાની રેવડી દાણાદાણ થઈ ગઇ; એને ગુરુ ગોવિંદસિંહ યાદ આવ્યા, જેમણે પંજાબમાં નવચેતન રેડી ગુલામીનાં વાદળ હઠાવ્યાં; ઉમારીની નજરે નાનાસાહેબ અને લક્ષ્મીબાઈ, રાસબિહારી અને કનૈયાલાલ, દાદા અને ગોખલે, લોકમાન્ય અને લજપતરાય, શ્રદ્ધાનંદ અને અજમલખાન, દેશબંધુ અને મોતીલાલ, શુકદેવ અને ભગતસિંહ એક પછી એક આવવા લાગ્યા. મહાત્મા ગાંધીની યાદે એનો સંશય ટળી ગયો.

આવા પુરુષોએ ભારતની સંસ્કૃતિ અને તેજ ટકાવી રાખ્યાં. આવા સપૂતોએ ભારતમાતાને દુશ્મનના પંજામાંથી છોડાવી. "મારી માતૃભૂમિને હું કયારે છોડાવીશ?" ઉમારી વિહ્વળ થઈ ગયો.

"આ સામેની પહાડી જોવી હોય તો ઉમારીભાઇ" કૃષ્ણાએ ઉમારીનો હાથ પકડી કહ્યું.

"હા, ઊંચી છે" બેધ્યાન ઉમારી બોલ્યો.

"અરે આ તરફ, ત્યાં કયાં જુઓ છો?"

"હા, એ પણ ઊંચી છે!"

"આપણે ઊંટ પર ગયાં હોત તો બહુ મજા પડત; નહિ?"

"હા, પણ આપણે ફરવાનું ઘણું એટલે ગાડીમાં આવ્યાં." પરાણે જવાબ દેતો હોય તેમ ઉમારી બોલ્યો. એનું દિલ તો સ્વાતંત્ર્યસાધના કરતું હતું.

કાબુલ સ્ટેશને શેરખાં હાજર હતો. પરરાષ્ટ્રમંત્રીએ શેરખાં ઉપર અગાઉથી પત્ર લખ્યો હતો. શેરખાં કાબુલની રાજસભાનો મંત્રી હતો. ગાડી આવી ત્યારે એ પૂરદમામમાં ઊભો હતો. ઉમારીને તરત ઓળખી લીધો, કૃષ્ણાને પણ પિછાની લીધી. બન્ને મિજબાનને મોટરમાં બેસાડી પોતાને બંગલે હંકારી ગયો. શેરખાનો બંગલો નવી ઢબે બંધાયેલો હતો, છતાં દીવાનખાનામાં ગાલીચા બિછાવેલા હતા. લાંબી રૂપેરી નળીવાળો હુક્કો વચ્ચોવચ્ચ પૂરદમામથી બેઠો હતો. ઉમારીએ દીવાનખાનામાં દાખલ થતાં જ કહ્યું: "અહીંથી ઇરાન જવાની ગાડી કયારે મળશે?"

"બડી ફજરમાં મળશે. પરંતુ આપ હમણાં થોડા રોજ રોકાશો ને?"

"નાજી, મારે કાલે ઊપડવું જ જોઇએ. આજે આપણે રાજસભાના મુખ્ય માણસોને મળી લઇએ, લશ્કરી છાવણી કોઇ નજીકમાં હોય તો જોઇ આવીએ. બસ, બીજું કાંઇ કામ નથી."

"ઠીક, જવાની વાત પછી. પધારો ખાણું તૈયાર છે:" શેરખાં હિંદી બરાબર જાણતો હતો. કૃષ્ણાને કહે: "અમારાં બેગમે બુરખો કાઢી નાખ્યો છે, હવે તમારી માફક મરદનો પોશાક પહેરે એટલું જ બાકી છે."

"ઓરત લોકોએ મરદનો પોશાક પહેરવો જ જોઇએ, એવું કાંઈ નથી. જેને ગમે તે પહેરે." કૃષ્ણાએ કહ્યું.

"એ વાત આપની સાચી."

"બેગમ સાહેબ પોતે પીરસશે કે?" કૃષ્ણાએ સવાલ કર્યો.

"તમારી મરજી હોય તો."

"મારી મરજી તો તેઓ આપણી સાથે બેસીને ખાણું લે એવી છે." કૃષ્ણાએ એક ડગલું આગળ મૂક્યું.

"એ તો હદ થઇ જાય!" શેરખાંએ હસીને કહ્યું.

"આપ આટલા બધા આગળ વધેલા છો ને હદ શેની થાય? બોલાવો મારી પાસે બેગમ સાહેબને." કૃષ્ણાએ આગ્રહ શરૂ કર્યો.

"હું કહી જોઉં, પણ માનશે નહિ."

"બોલાવો તો ખરા."

ધાર્યું ન કરે તે કૃષ્ણા નહિ. બેગમસાહેબને સમજાવીને સાથે બેસાડયાં. જમવાનું શરૂ કરતાં ઉમારીએ પૂછ્યું: "જૂની રૂઢિઓનું અહીં કેવુંક જોર છે?"

"ઘણું ઓછું. બુરખો તો લગભગ નાશ પામ્યો છે. કેળવણીનો પ્રચાર બહોળા પ્રમાણમાં થયો છે. બચ્ચાંની શાદી તો થઇ જ ન શકે."

"જમાતનું જોર કેવું?"

"જીરગા છે પણ નામની. ખાસ સત્તા નથી."

"રાજસભામાં પરદેશીનો કાબૂ ખરો?"

"છેલ્લાં વીસ વર્ષથી અમે બિલકુલ સ્વતંત્ર છીએ."

જમ્યા પછી ઉમારીએ બે-ચાર મુખ્ય રાજકર્તાઓની મુલાકાત કરી લીધી. કૃષ્ણા પણ સાથે જ હતી. સાંજે એક છાવણી જોઇ આવ્યાં. રાતે અફઘાનિસ્તાનના રાજકારણ ઉપર ચર્ચા ચાલી. કૃષ્ણા અને બેગમે તેમાં છૂટથી, રસપૂર્વક ભાગ લીધો. સવારની ગાડીમાં બન્ને ઇરાન જવા રવાના થયાં.

ગાડી ઊપડી એટલે કૃષ્ણાએ કહ્યું: " ઉમારીભાઈ, અફઘાન લોકો ઘણા મોમદિલ છે. "

" શાથી જાણ્યું ? "

" બેગમ મને વળાવવા આવતાં રોઇ પડી. એક દિવસમાં આટલું હેત કેમ બંધાય ? એનો સરળ સ્વભાવ યાદ કરીને હું દિંગ થઈ જાઉં છું."

" અને શેખ પણ એવો જ પાકદિલ માણસ. મેં આવા આદમી બહુ કમ જોયા છે, " ઉમારીએ કહ્યું.

" તમને બીજી ખબર નહિ હોય " કૃષ્ણા હસતાં હસતાં બોલી.

" શેની ?"

" મને બેગમ સાહેબ કહે કે તમે મરદનો પોશાક પહેરો છો તે તમારા ખાવિંદ ગુસ્સે થાતા નથી ! "

" પછી તમે શો જવાબ વાળ્યો ? "

" મેં શાદી કરી નથી. "

" ઠીક કર્યું. "

" વળી બેગમે બીજો સવાલ કર્યો. "

" કે ? "

" તમે એકલાં મરદ સાથે સફર કરો છો તે તમારા બાવા ખીજાતા નથી ? "

" તમે શું કહ્યું ? "

મેં કહ્યું: " હું ઓરત અને મરદ બન્ને સરખા ગણું છું."

" ઠીક કર્યું." ઉમારી એક જાતનો દિલ વગર જવાબ આપ્યે

જતો હતો; પરંતુ કૃષ્ણાએ આજે વાતો કરાવવાનો નિશ્ચય કર્યો હોય તેમ ત્રીજી વાર કહ્યું: " અફઘાન કન્યાઓને ભણાવવા માટે ઘરેઘર કજિયા થાય છે. "

" કેમ ? "

" ઘરડાં માબાપ ના પાડે, જુવાનો સુધારો કરવાની તરફેણમાં હોય ! "

" તમારા હિંદુસ્તાનમાં એક દિવસ એમ જ હતું. અને અમારા આફ્રિકામાં તો હજી મોટો ભાગ જંગલી છે." ઉમારી દિલગીર થઈ ગયો હોય તેમ મૂંગો બેઠો. સ્ટેશન આવ્યું, ગાડી ઊભી રહી એટલે કૃષ્ણાએ વળી પૂછ્યું: " ભાઇ, કૂજો ભરી લેશું ? એકાદ તરબૂચ લઇ લઇએ ? "

" હા, લઇ લો " ઉમારીએ તટસ્થ ભાવે કહ્યું.

ઇરાનમાં ઉમારી અને કૃષ્ણા બાદશાહી મહેમાન બન્યાં બે દશકા પહેલાં ઇરાનની રાજસભામાં અંગ્રેજનો પૂરો હાથ હતો, રશિયાની છૂપી તલવાર ઇરાની રાજકર્તાઓ ઉપર લટકતી રહેતી, પરંતુ ઇરાની પ્રજાએ માથું ઊંચક્યું અને અંગ્રેજનું કાસળ કાઢ્યું. રશિયા અગમચેતી વાપરી ડખલ કરતું બંધ થયું. સ્વાધીન ઇરાનની રાજવ્યવસ્થા, સુધરેલા જમાનાને છાજે તેવા રીતરિવાજ વગેરે જોઇ ઉમારી ખુશ થયો. લશ્કરી વડાની એણે મુલાકાત લીધી. આફ્રિકામાં વર્તી રહેલા સીતમનું હૃદયદ્રાવક વર્ણન કર્યું, અને પૂર્વ-આફ્રિકાને આઝાદ કરવાની પોતાની મુરાદ જણાવી. વડાવજીરે ઉમારીની વાત સાંભળી મદદ કરવા વચન આપ્યું. કૃષ્ણા આવી અણધારી મદદ મળતી જોઇ નવાઇ પામી. ઉમારી સાથે એ બધા રાજકર્તાઓને મળતી હતી. અફઘાન વજીરની માફક ઇરાની વજીરે સ્પષ્ટ ભાષામાં કહ્યું કે " કોઈપણ દેશ ગુલામ હોય તો તેને આઝાદ બનાવવાનો અમારો ધર્મ છે. એમાં તમારો પૂર્વ આફ્રિકા તો અર્ધો ઇસ્લામી છે. અમે જરૂર મદદ કરશું. "

સાંજે કૃષ્ણા અને ઉમારીએ ઇરાન છોડયું.

અંગ્રેજોને મોટા મોટા દેશો છોડવા પડયા છતાં બસરા ગ્યાસતેલના કૂવા તેમણે ન છોડયા. ઉમારી અને કૃષ્ણા ખાસ એ જોવા માટે બસરા ઉપડયાં. ઇરાનથી રેલવે રસ્તે બગદાદ બસરા થઇ અરબસ્તાન જઇ શકાતું હતું. હિંદમાં અંગ્રેજી રાજ્ય હતું ત્યાં સુધી એકબીજાના અવિશ્વાસે કાબુલ અને ઇરાન સુધી પણ રેલવે નહોતી. હિંદ સ્વાધીન થતાં એકબીજા દેશોએ નિખાલસપણે શાંતિથી વેપાર ચલાવવા રેલવેસંબંધ બાંધી દીધો હતો.

ઉમારીએ લાગવગ લગાડી ગ્યાસતેલના કૂવાઓ જોવાની પરવાનગી મેળવી લીધી. ત્યાં જામી પડેલી ધરખમ અંગ્રેજી પેઢીઓ જોઇ એને ઝાળ લાગી. એ ઘૂસણીઆ વાણિયાઓની દગાબાજી ઉપર એને તિરસ્કાર છૂટયો.

બળતે હૃદયે ઉમારી અરબસ્તાન ચાલ્યો. કૃષ્ણાના આગ્રહથી અરબસ્તાનમાં થોડી મુસાફરી ઊંટ પર કરવા ઠરાવ્યું. મક્કા જોઇ બન્ને કૂફા જવા નીકળ્યાં.

મક્કાથી કૂફા દોઢસો માઇલ થાય. રાતે રાતે મુસાફરી કરી દિવસ ઊગે ત્યાં મુકામ કરતાં. અજવાળી રાતે ઊંટ પર સફર કરવામાં બહુ મોજ આવતી હતી. કૂફા થોડું દૂર રહ્યું ત્યાં ફરાત નદીને કિનારે મધરાતે ઊંટ ઓકાર્યો. હઝરત હુસેને કરેલી ઐતિહાસિક શહાદતની પાવનકારી ભૂમિ આવી જાણી ઉમારી ઊંટ પરથી નીચે ઊતર્યો. એ સુપ્રસિદ્ધ કરબલાના મેદાનમાં ઘુંટણીએ પડી ઉમારીએ ખુદાની બંદગી કરી. કૃષ્ણા જોઇ રહી. એને પૂછવાનું મન થયું, ત્યાં ઉમારીએ જ કહ્યું:

" કૃષ્ણાબહેન, આ કરબલાનું મેદાન, જ્યાં હઝરત હુસેને ધર્મની ખાતર પ્રાણ આપ્યા. પોતાનાં બોંતેર સ્નેહી સંબંધી સાથે એમણે આ જગ્યાએ કુરબાની કરી, અધર્મી ખલીફાના નામ પર બૈયત ન કરવા ખાતર એમણે શહાદત સ્વીકારી. તમને યાદ હોય તો ગઇ

મહોરમને દિવસે બાના કિફાયતુલ્લાએ પ્રાર્થના વખતે આ વાત કરી હતી."

"મને થોડું થોડું યાદ આવે છે. તાજિયા નીકળે છે ત્યારે 'યા હુસેન, યા હુસેન' બોલે છે, તે જ આ હઝરત હુસેન ને ?"

"હા, એ જ."

"ખરેખર એમની કુરબાની અદ્દભુત છે."

બન્ને થોડી વાર ત્યાં રોકાયાં. કૂફા જઇ રાત રહ્યા, બીજે દિવસે મદીના પહોંચ્યાં.

ઇરાન અને અફઘાનિસ્તાન કરતાં અરબસ્તાન જરા પછાત લાગ્યું. હજી એ પૂરું સ્વાધીન થયું નહોતું. ઉમારીને મનમાં થયું કે આવા અજિત આરબ શા માટે પરાધીન હશે? શા માટે એડનનું બારું તેઓ સંપૂર્ણપણે હાથ નહિ કરતા હોય? ઉમારી ઇરાદાપૂર્વક કારણોમાં ઊતર્યો નહિ. અરબસ્તાનમાં બે દિવસ ગાળી બન્ને દોસ્તો એડન જવા ઊપડી ગયાં.

કૃષ્ણા એડનથી મુંબઇ જવાની હતી. ઉમારીનો આગ્રહ એને પૂર્વ આફ્રિકા લઇ જવાનો હતો. એણે કહ્યું: "આવો તો તમને મજા પડશે, પછી તમારી મરજી."

"જેવો તમને તમારો દેશ સાંભરે છે તેમ મને ય હમણાં ભારતભૂમિ બહુ યાદ આવે છે. તમારે માતપિતાને મળવાની અધીરાઇ છે, મને મારાં માબાપનું મુખ જલદી જોવાનું મન થયું છે." કૃષ્ણાએ કારણો બતાવ્યાં.

"હવે કયાં લાંબુ છે? ઇજીપ્ત થઇ પૂર્વ આફ્રિકા. બીજે કયાંય જવું નથી. મોમ્બાસા તમને મૂકવા આવીશ."

"ના ભાઇ, હવે મને આગ્રહ ન કરો. મારું મન દેશ જવા અધીરું થયું છે."

ઉમારીએ જાણ્યું કે કૃષ્ણાને દેશ જવાનું બહુ મન છે એટલે એણે વધુ આગ્રહ કરવો છોડી દીધો.

બીજે જ દિવસે એડન પહોંચ્યાં. ઇજીપ્તની સ્ટીમર ઊપડવાની તૈયારીમાં હતી. ઉમારી ટિકિટ લઇ સ્ટીમર પર ચડયો. કૃષ્ણા કેબીન સુધી મૂકી આવી. પંદર મિનિટની ઘંટડી વાગી એટલે નીચે ઊતરી, ધ્રુરજા પર ઊભી રહી. સામે જ ઉમારી સ્ટીમરનો કઠેડો ઝાલી ઊભો હતો. સાથે હતાં ત્યાંસુધી ખબર નહોતી પડી કે આટલી માયા બંધાઈ હશે, દોસ્તી આટલી મજબૂત થઈ હશે.

"કૃષ્ણાબહેન, દેશ જઇને તમને હું પત્ર લખીશ" ઉમારીએ કહ્યું. "બાના જુમ્માને અને બીજા મુરબ્બીઓને નમસ્કાર કહેજો. કોઇ વાર મન થાય તો બાના જુમ્મા સાથે અમારો દેશ જોવા આવજો. કેમ આવશો ને?"

કૃષ્ણા સ્થિર નયને જોઈ રહી છે. કશું બોલતી નથી. આટલા લાંબા વખતના સહવાસ પછી વિખૂટાં પડતાં એનું દિલ મુંઝાય છે. બીજી વાર ઉમારીએ એ જ સવાલ કર્યો ત્યારે કૃષ્ણાની આંખ ભીની થઇ ગઈ. ઉમારી એ જોઇને બોલ્યોઃ "આપણે ફરી મળવાનાં છીએ. હું એક વાર પાછો હિંદુસ્તાન આવીશ."

"જરૂર આવજો" કૃષ્ણા ગળગળે અવાજે બોલી. સ્ટીમરની છેલ્લી ટોકરી વાગી. બન્નેએ સામસામા નમસ્કાર કર્યા. અત્યાર સુધી કઠણ મન રાખી રહેલો ઉમારી પણ ગમગીન થઈ ગયો. "કૃષ્ણાબહેન, આવજો." એનાથી વધારે ન બોલાયું. સ્ટીમર છૂટી. ઉમારી કઠેરો ઝાલીને હજી ઊભો જ છે. સ્ટીમર ધીરે ધીરે દૂર જવા લાગી, ઉમારી હાથને ઇસારે વિદાય માગી રહ્યો છે. કૃષ્ણા સામે રૂમાલ ફરકાવે છે. થોડી વારમાં ઉમારી દેખાતો બંધ થયો. સ્ટીમરની કેબિનો દેખાતી બંધ થઇ, બધા મુસાફરોનાં સગાંવહાલાં પાછાં ફર્યાં તોય કૃષ્ણા હજી ઊભી છે. ભૂંગળું અને ધૂમાડા બંધ થયા, ત્યારે તેની આંખમાંથી આંસુ ખરી પડયાં. ભારે હૈયે એ પાછી ફરી.

સાંજે મુંબઈ જતા વિમાનમાં કૃષ્ણા હિંદુસ્તાન ચાલી ગઈ.

## ૨૩

# ઇજીપ્તનો વેપારી

**ઈજીપ્તના** પાટનગર કેરોમાં ઉમારી અજાણ્યો પરદેશી હતો. નહોતો ભલામણપત્ર, નહોતી સ્થળની માહિતી. સીધો હોટેલમાં સામાન મૂક્યો. પણ એના નસીબે જોર કર્યું. સામાન મૂકીને પાછો ફરે છે ત્યાં એક આદમી મળ્યો. બહુ રોફ કે ભભકો નહોતો છતાં એનું પાણી ચહેરા પર દેખાતું હતું. ઉમારીએ એને સલામ કરી પૂછ્યુંઃ "આપનું નામ ?"

"મારું નામ સાલીમ પાશા. આપનું ?"

"ઉમારી."

"ક્યાંથી આવો છો ?"

"એશિયાની સફરેથી આવું છું. મારો વિચાર અહીંના આગેવાન બિરાદરોનાં દર્શન કરવાનો છે."

"તમારે કોને મળવું છે ?" સાલીમ પાશાએ પૂછ્યું.

"આપ શા કામ પર છો ?" પોતાની મુરાદ બર આવે તેવું હોય તો વાત કરવી એમ વિચાર કરી ઉમારીએ પૂછ્યું.

"હું પ્રજાસંઘનો સભ્ય છું. વેપાર કરું છું. પરંતુ આપને બે-ચાર આગેવાનોને મળવું હશે તો મુલાકાત કરાવી આપીશ."

"આપનો અહેશાન."

"જમી લો. પછી સૂવા બેસવા આપણી સાથે ચાલો."

જમીપરવારીને ઉમારી સાલીમ પાશાને ઘેર ગયો. ઈજીપ્તનો વેપાર ધમધોકાર ચાલતો હતો. ઉમારીના ખ્યાલમાં એક વસ્તુ તરત આવી ગઇ કે ઇરાન-અરબસ્તાનનો વેપાર નહિ જેવો હતો,

એ બન્ને દેશો ઘણી ચીજો માટે પરદેશ પર આધાર રાખતા હતા; જ્યારે ઇજીપ્ત બનતાં સુધી કોઈ ચીજ પરદેશી વાપરતું ન હતું.

"તમારાં કારખાનાંની માલિકી કોની?" ઉમ.રીએ પૂછયું.

"માલિકી પ્રજાસંઘની."

"નાઈલનો કિનારો?"

"એ પણ પ્રજાસંઘનો. પહેલાં ગોરાલોકો હજારો એકર જમીન પચાવી પડેલા. એ બધા પાછી લઇ લીધી. અત્યારે ખેડુતોને અમુક જમીન ખેડવા આપીએ છીએ, બાકી બધાં સરકાર તરફથી વવાય છે. આખા દેશને અનાજ પુરું પડી રહે છે. જરૂર પૂરતું રૂ રાખી બાકીનું બધું રૂ પરદેશ ચડે છે."

"ઇજીપ્તના રૂની શી વાત કરવી?"

"હમણાં એની જાતમાં ઘણો સુધારો થયો છે."

"અહીં જીરગા છે કે?"

"જીરગા કેવી? પ્રજાસંઘ એ જ જીરગા."

"અહીં અંગ્રેજનો સલાહકાર રહે છે?"

"સલાહકાર કેવો? પચીસ વરસ પહેલાં એક ઓડું હતું તે એને ઉપાડીને નાઇલમાં નાખી દીધું!"

"ત્યારે મુલ્કમાં ગુલામ દેશ એક અમારો જ કેમ?"

"કયો દેશ તમારો?"

"પૂર્વ આફ્રિકા."

"કરો સ્વાધીન, બેસી શું રહ્યા છો!"

"પણ કાંઈ એકલે હાથે તાળી પડે? તમે સ્વતંત્ર થયા તો અમને મદદ કરવાની તમારા જેવાની ફરજ છે."

"લડાઇ વગર કઇ રીતે મદદ કરીએ? કરો લડાઇ. અમે તૈયાર છીએ."

"તમે એક વેપારી બોલો તેમાં અમારો શુકરવાર ન વળે!"

"ત્યારે ઉમારીભાઇ, તમે ભૂલો છો. હું ગયા વરસ સુધી પ્રજા સંઘના પરરાષ્ટ્રમંત્રીનો મદદનીશ હતો."

"એમ કે?" પોતે જેને સામાન્ય વેપારી ધાર્યો હતો તે આવો ઉપયોગી માણસ નીકળતાં ઉમારી બહુ રાજી થયો.

"હાજી, હું અભિમાન ખાતર નથી કહેતો પણ મારા દિલમાં એમ થાય છે કે દુનિયાના બધા દેશ સ્વતંત્ર કેમ ન થાય? અમે એક દિવસ પરતંત્ર હતા, ગુલામ હતા. અમને ખબર છે કે ગુલામી કેટલી વસમી છે."

"તો આજે આપણે આ બાબતમાં પરરાષ્ટ્રમંત્રીને વાત કરશું?"

"હમણાં વાત ન કરતા. મેં આપ્યો એ જ જવાબ સૌ આપશે."

"તો તમે કહો તેમ કરું."

"હમણાં બધાની મુલાકાત લઈ લો. સાધારણ પિછાન કરી લો. પછી દેશમાં જઈ કાંઈક જગાડો ત્યારે મને ખબર આપજો" સાલીમ પાશાએ સાચી સલાહ આપી.

બપોરે મુખ્ય મુખ્ય માણસોને મળી લીધું. સાંજે ઉમારી સ્વદેશ તરફ રવાના થયો.



# ૨૯

# વૉરંટ છૂટયું

"હવે કયું સ્ટેશન આવશે ?"

"ટીંબોરવા."

ઉમારી સફાળો બેઠો થઇ ગયો. બિસ્ત્રો બાંધી લીધો. આંખો ચોળીને બહાર ડોકું કાઢયું. દૂર દૂર સિગ્નલના લીલા દીવા દેખાતા હતા. ઉમારીની છાતી ધડકવા માંડી. લોહી જોરથી ફરવા લાગ્યું. "મને જોઇને બાપુ કેવા રાજી થશે ? અમ્મા તો ગાંડી જ થઈ જશે ! હમણાં ગાડી ઊભી રહેશે, બાપુ ગાર્ડને 'ડેઝલેગ' દેવા જતા હશે. હું બહાર મોઢું નહિ રાખું, અચાનક નીકળીને પગમાં પડી જઇશ" વિચારો ચાલે છે ત્યાં ગાડી ઊભી રહી, ઉમારી ઊતરી પડયો, ઝપાટાબંધ સ્ટેશન તરફ ચાલ્યો. સાંધાવાળો ઘડીભર જોઇ રહ્યો. ઉમારીને ઓળખ્યો, આનંદમાં બૂમ મારી: "જોઓ બાના ઉમારી ' જોઓ."

"ઓહો ! સલામ બાઈ સલામ. બાપુ કયાં છે ?" અધીરા ઉમારીએ જવાબની રાહ જોયા વિના સ્ટેશન ભણી દોડવા માંડયું. સાંધાવાળાનો ઊતરી ગયેલો ચહેરો એણે જોયો નહિ. પાછળથી સાંધાવાળાનો અવાજ આવ્યો:

"ઉમારીભાઈ !"

"કેમ ?"

"બાપુ ત્યાં નથી."

"કયાં ગયા ? બદલી થઈ ?" ઉમારીનો હરખ ભાંગી ગયો.

"ના, બદલી નથી થઇ." કઇ રીતે વાત શરૂ કરવી તે ન સૂઝતાં સાંધાવાળાએ કહ્યું.

"ત્યારે ક્યાં ગયા બાપુ?"

"અમ્મા ગયા પછી બાપુએ નોકરી છોડી દીધી અને જંગલમાં ચાલ્યા ગયા."

"કયા જંગલમાં ગયા? અમ્મા કયાં ગઇ?" ઉમારીની ધીરજ ખૂટી. એને સ્પષ્ટ સમજાયું નહિ, પણ કાંઇક અનિષ્ટની શંકા આવી. જરા ક્રોધથી એણે પૂછ્યું:

"જે થયું હોય તે કહી દે ને?"

"તમારા ગયા પછી ત્રીજે મહીને અમ્માએ દેહ છોડયો." ઉમારી અવાક્ થઇ ગયો, એનો શ્વાસ ચાલતો અટકી ગયો, આંખો ફાડીને એ જોઈ રહ્યો. આંખમાં આંસુ ન આવ્યાં, અંદરની આગમાં સૂકાઇ ગયાં. ઘણી વારે એ બોલ્યો: "મને બાપુએ સમાચાર પણ ન આપ્યા?"

"તમને પરદેશમાં ખબર કેમ મોકલાય? બાપુને બિચારાને એ વાતનું દુઃખ થયું હતું."

"બાપુ કયાં ગયા ત્યારે?"

"જંગલમાં."

"કયા જંગલમાં?"

"નૈરોબીના. અહીંથી ગાડીએ બેસો, નૈરોબી થઇ નૈરી સ્ટેશને ઊતરજો. ત્યાંથી પંદરેક માઇલ ચાલવું પડશે."

"નૈરી સ્ટેશનથી મને કોણ રસ્તો દેખાડશે?"

"અરે! બાપુનું નામ લેશો ત્યાં લોકો મરી પડશે. તમને ઘર સુધી મૂકી જશે."

"તો, તો સારું. હું કયારે નીકળું?"

"રાતની ગાડીમાં જજો. અત્યારે મારે ઘેર ચાલો." ઉમારી

સાંધાવાળાને ઘેર ગયો. નાહ્યા ધોયા વિના બેસી રહ્યો. થોડી વારે ઊઠીને ભારે હૈયે આંટા મારવા લાગ્યો. એને ક્યાંય ચેન પડતું નથી. અમ્માને મળવા એ કેવો અધીરો થયો હતો! અમ્મા પ્યારથી ઠપકો આપત, તે સાંભળવા એનું મન કેવું તલસતું હતું? 'હવે ફરી અમ્મા કોઈ દિવસ નહિ મળે!' એની છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો. બપોરે જમવા બેઠો, બે કોળિયા ખાઈને ઊઠી ગયો. સાંજે ગાડીએ બેસી બાપુને મળવા ચાલ્યો.

નૈરી સ્ટેશન આવ્યું. ગાડીમાંથી ઊતરી ઉમારીએ પૂછ્યું: "આ જંગલમાં બાના હુસેન રહે છે ને?"

"હા, રહે છે. તમારે એમને મળવું છે?"

"હા."

"ચાલો અમારી સાથે." બે જણે ઉમારીનો સામાન ઉપાડી લીધો. એક જણે પૂછ્યું:

"બાના હુસેન તમારે શું થાય?"

"બાપુ."

બન્નેએ ઉમારી સામે જોયું: "તમારું નામ?"

"ઉમારી."

"બરાબર. ઘણી વાર બાના હુસેન તમારી વાત કરે છે. તમે તો ઈંડિયા ચાલ્યા ગયા'તા ને?"

"હા." ઉમારીએ ટૂંકો જવાબ આપ્યો. એને કોઈનું બોલ્યું ગમતું નથી. ડુંગરો ચડે છે, ઊતરે છે, નદી નાળાં વટાવે છે પણ નીચેથી ઊંચી નજર કરતો નથી. મૂંગો મૂંગો ચાલ્યો જાય છે. એને તો અમ્માના વિયોગે દુઃખી થયેલા બાપુને ઝટ મળવું છે. સાંજ પડવા આવી ત્યારે સૌ પહોંચી ગયા.

હુસેનની ઝૂંપડી એક ટેકરી પર હતી. ફરતું કેળનું વન હતું. થોડાં ફૂલઝાડ વાવેલાં. સાંજે હુસેન આંગણું સાફ કરતો હતો. એ

વખતે 'બાપુ' કહીને ઉમારી પગમાં પડયો. હુસેને નીચે જોયું, ઉમારીને બાથમાં લઇ લીધો. એમ ને એમ થોડો વખત ચાલ્યો ગયો. બન્નેની આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. હુસેન જાણતો નથી કે ઉમારીને એની અમ્માના મૃત્યુની ખબર છે. એ તો એના મનમાં મૂંઝાય છે, ખોવાયેલું રતન માંડ હાથ આવ્યું છે તે ચાલ્યું જવાનો એને ડર છે. ક્યાંક માતાના વિયોગે ઉમારી ફરી નાસી જાય એવો એને ભય છે. હુસેને ઉમારીનો હાથ હાથમાં રાખી કહ્યું: "બેટા, તારી રાહ જોઇને જીવી રહ્યો છું. તારા ગયા પછી કેટલી રાતો મેં અને તારી અમ્માએ રોઈ રોઇને ગાળી છે."

થોડી વાર ઉમારી કાંઇ બોલ્યો નહિ. એની આંખમાંથી બે મોતી ખરીને ગાલ ઉપર પડયાં. "બાપુ, અમ્માને કયો રોગ થયો હતો? એણે મરતી વખતે મને સંભાર્યો હતો?"

"તારા નામની માળા જપતાં એણે પ્રાણ છોડયા. તને કોણે વાત કરી બચ્ચા?"

"આપણા સાંધાવાળાએ."

ઘડીક બાપ દીકરો અબોલ રહ્યા. થોડી વારે ઉમારીએ પૂછ્યું:

"તમે નોકરી શા માટે છોડી?"

"પછી મને કશા કામમાં ચેન પડયું જ નહિ. તારા ગયા પછી કેટલાયે દિવસ સ્ટેશનનું ટેબલ મારાં આંસુથી ભીનું થઇ જતું. એમાં તારી અમ્મા ચાલી ગઈ......"

"અહીં શું કામ કરો છો?"

"ખુદાની બંદગી. કોઈ કોઇ વાર જંગલના લોકોને એકઠા કરી, દેશની સ્થિતિની વાત કરું છું, એમનાં સુખદુ:ખ સાંભળું છું, કોઈ વાર અરજી લખી આપું છું, તો કોઈ વાર કજિયા પતાવું છું. એક નિશાળ ઉઘાડી છે. આ થોડીક દવા પડી છે."

"આ તો બહુ મજાનું."

"તને ગમે તો તું અહીં જ રહેજે."

"ભલે બાપુ, હમણાં અહીં જ રહીશ."

બાપદીકરાએ ઘરના બગીચાનાં કેળાં અને કંદ બાફીને ખાધાં. આખી રાત બન્ને વાતો કરતા બેસી રહ્યા. અમ્માની યાદે આંસુ સારતા ઉમારીની સાહસભરી સફરની યાદે આનંદિત થતા સવારો સવાર બેસી રહ્યા.

સવારમાં વાયુવેગે વાત ફેલાઇ ગઈ કે બાના હુસેનનો દીકરો પાછો આવ્યો છે. દેશપરદેશની સફર કરી આવ્યો છે. કોટ–પાટલૂન પહેરે છે, ભણેલો ગણેલો હોશિયાર છે. ઉમારીને જોવા નાનાંમોટાં સૌ આવ્યાં. ઉમારીને જોઇ, થોડી વાતચીત કરી ચાલતા થાય; હુસેન ઓળખાણ કરાવતો ગયો.

એક જુવાનને ઉમારીએ પૂછ્યું:

"આપણા દેશમાં કોનું રાજ છે?"

"ગોરા અંગ્રેજનું."

"એ રાજ સારું કે ખરાબ?"

"ખરાબ."

"ખરાબ કેમ? જો, એણે રેલગાડી કરી. વિમાન કર્યા, સિનેમા કર્યા. સારાં સારાં કપડાં એ લાવ્યો."

"એણે આપણી જમીન લઈ લીધી, ગાયો લઈ લીધી અને પાછા હુકમ ચલાવે એ જુદું." જુવાને જવાબ આપ્યો.

"પણ રાજા હોય તે હુકમ ન ચલાવે?"

"રાજા એના ઘરના! અહીં શું છે? એ એના દેશનો રાજા! આપણે આપણા દેશના!"

ઉમારીએ જોયું કે બાપુની કેળવણી આબાદ ફળી છે. એને પોતાનું કામ સરળ થઇ ગયેલું લાગ્યું.

છ માસ સુધી ઉમારી જંગલમાં રખડયો. એક દિવસ હુસેનને પૂછયું: " બાપુ, આ જંગલમાં કેટલી વસ્તી હશે ? "

" પાંચ હજાર."

" એ બધા ભેળા થઇ શકે ? "

" જરૂર થાય."

" તો એક વાર ભેગા કરોને ? "

" આવતે શુક્રવારે ભેગા કરીએ. ઠીકને ? "

" બરાબર."

હુસેનનો પેગામ જંગલમાં જુમ્મે જુમ્મે ફરી વળ્યો: " આવતા શુક્રવારે, બાના હુસેનને જુમ્મે સૌ એકઠા થજો. ઉમારી ઇંડિયાથી આવ્યો છે, નવી નવી વાતો લાવ્યો છે. સાંભળવા સૌ આવી પહોંચજો." ફરતા પચીસ ગાઉમાં હુસેનની આણ વર્તતી હતી. એના માત્ર નિઃસ્વાર્થ સેવાભાવનો એ પ્રતાપ હતો.

શુક્રવારે સવારે હુસેનના બારણા આગળ માણસો ઊભરાવા લાગ્યા. અર્ધા સુધરેલા, અર્ધા જંગલી. સુધરેલાએ કોટ–પાટલૂન અને લાંબા ઝભ્ભા પહેર્યા છે. જંગલીઓએ લંગોટી પહેરી ઉપર ચામડું વિંટાળ્યું છે. કોઇના હાથમાં ભાલો, તો કોઇની પાસે તીર-કામઠું, કોઇએ લાંબો તીક્ષ્ણ છરો લીધો છે. બધા ભેગા મળ્યા: હોહા ને રાડારાડ. કોઇ કોઇનું સાંભળે નહિ. કેટલાક તો ઉમારીને દૂરથી જુએ ત્યાં નાચવા માંડે. હુસેને બધાને બેસાડી દીધા, પહેલાં બંદગી કરાવી. ઉમારીની મુસાફરીની વાત કરી. કેવા કેવા દેશો દુનિયામાં પડયા છે એની વાત કરી, સૌ સમજી જાય એવી ભાષામાં સંભળાવ્યું. પછી ઉમારી ઊભો થયો, બાંયો ચડાવીને બોલવા લાગ્યો. એ માતૃભાષા ભૂલ્યો નથી. એક પછી એક વાત સમજાવવા માંડયો:

" પિયારે *રફિકિ, આપણે પહેલાં આ મુલકના રાજા

* પ્યારા દોસ્તો

હતા. આ આખો મુલક આપણો છે. આ કેનિયા પર્વતની આપણે ગાયો રાખતા. આજે આપણને ત્યાં જવાની બંધી છે. એ બંધી કોણે કરી? અંગ્રેજ સરકારે. એણે મોટાં કારખાનાં કાઢ્યાં, એમાં આપણા ભાઈઓને ઢોરની જેમ કામ કરાવે છે. નથી પૂરું ખાવા દેતા, નથી હરવા ફરવાની છૂટ, નથી ઊંઘવાની છૂટ. આપણને જુદા બેસાડે, 'બોય' કહીને બોલાવે, આવું અપમાન કેમ સાંખીએ?......"

લાંબું ભાષણ કરી બધી વાત સમજાવી. સૌને ગળે ઊતરી ગઈ. એક જુવાન હિંમત કરીને ઊઠ્યો. હુસેનનો ભણાવેલો એમાં ખામી હોય નહિ. સીધો ઉમારીને સવાલ કર્યો: "તમે કહી તે બધી વાત સાચી. ગોરાએ આવીને આ બધું કર્યું. પણ હવે એ જાય કેમ? તમે બીજી વાત મૂકી દો, આ કેનિયાના બીડમાં ગાયો ચારવાની છૂટ અપાવો, બસ."

"અપાવી દઉં, એમાં શું? આમાં ભણેલા હોય તે હાથ ઊંચા કરો." અઢીસો માણસોના હાથ ઊંચા થયા.

"ચાલો, હવે હાથ ઊંચા કર્યા છે તે બેસી રહો. બાકીના જાઓ, સભા ખલાસ. પાછા બોલાવીએ ત્યારે હાજર થજો."

બધા ઊઠી ઊઠીને ચાલતા થયા. અંદર અંદર વાતો કરતા જાય છે: "વાત તો સાચી કરી. બાના હુસેનનો દીકરો છે હોશિયાર! કેવો ભડ બહાદર છે." ધીરે ધીરે ભણેલા સિવાયના વીખરાઈ ગયા.

ઉમારીએ એક અરજી લખી. નીચે આ ત્રણસો માણસોની સહી કરાવી. હુસેનને કહ્યું: "બાપુ, આ અરજી લઈ કાલે હું નૈરોબી જઈશ. આપણા ઈસ્માઈલ બેરિસ્ટરને મળી, અરજી ગવર્નર ઉપર મોકલીશ."

"બરાબર છે."

ઉમારી નૈરોબી પહોંચ્યો. સીધો બેરિસ્ટરની ઓફિસે ગયો.

ટોપી ઉતારીને સલામ કરી. બૅરિસ્ટરે ઊંચે જોયું, ઓળખી કાઢયો: "કોણુ ઉમારી ?"

"ડિયો બાના ફૂબા+."

"આવ બેસ. કયાં હતો આજ સુધી ?"

ઉમારીએ બધી વાત કરી. ઇસ્માઇલ બહુ રાજી થયો. "કહો, મારા સરખું કાંઈ કામકાજ ?"

ઉમારીએ અરજી આપી. વાંચીને બૅરિસ્ટર ચકિત થઇ ગયા. "આ તેં કેવી રીતે કર્યું ?"

ઉમારીએ બધી વાત કહી સંભળાવી.

"ચાલો આપણે જંગલખાતાના અધિકારીને મળીએ."

"રૂબરૂ કરતાં અરજી ઠીક નહિ ?" ઉમારીએ પૂછ્યું.

"આપણો ઓળખીતો છે, ચાલ તું તારે."

જંગલનો અધિકારી અંગ્રેજ હતો. તુમાખી તો હોય જ. પણ પરિચિત લોકો સાથે નરમાશથી વાત કરે. ઈસ્માઇલ અને ઉમારીને ખુરશી આપી બેસાડયા. ઈસ્માઇલે ઉમારીની ઓળખાણ કરાવી: "એશિયાની સફરે આવેલા આ મારા ભાઇ ઉમારી."

"એમ કે ?" મિ. પિન્ટોએ હાથ લંબાવ્યો. શેકહેન્ડ કરી પૂછ્યું: ' હિંદુસ્તાન બહુ સુંદર છે, નહિ ?"

"જી હા."

ઉમારી જાણતો હતો કે ગોરા લોકો ભણેલાની ખુશામત કરી અભણને દબાવી રાખે છે. એમની પાસેથી ગરીબને દાદ મેળવવી મુશ્કેલ હોય છે. ઇસ્માઇલે ઉમારીવાળી અરજી મિ. પિન્ટોને આપી અને જોઈ જવા કહ્યું.

"પછી નિરાંતે વાંચી જઇશ."

"નાજી, અત્યારે વાંચો ને, લાંબી નથી."

---

+ હા, મુરબ્બી.

પિન્ટો નજર ફેરવી ગયો. પછી ખંધાઇમાં આંખ વીંચી: "ઠીક છે, એનો બંદોબસ્ત થઇ જશે. બીજો કાંઇ હુકમ?"

"કેટલા દિવસમાં જવાબ આવશે?" ઉમારીએ મુદ્દાનો સવાલ પૂછ્યો.

"થોડા દિવસમાં નિકાલ થઇ જશે. હવે તમારે એની ચિંતા ન કરવી, એ મારા ગળામાં."

ઉમારી સાંભળી રહ્યો. શી મીઠાશ, શી દાંડાઈ! પણ ઉમારી છેતરાય તેવો નહોતો. એણે ઊઠતાં ઊઠતાં કહ્યું: "ત્યારે આ બાબતમાં આવતે મંગળવારે આપને મળીશ."

"બહુ સારું. જરૂર મળજો."

બહાર નીકળ્યા એટલે ઇસ્માઇલે કહ્યું: "કાલે જાહેર સભા રાખીએ. તમે મુસાફરીનો અનુભવ સંભળાવજો."

"ખુશીથી." ઉમારીને તો ભાવતું'તું ને વૈદે કીધું.

બીજા દિવસનું ઉમારીનું ભાષણ દરેક છાપામાં પ્રગટ થયું. બેરિસ્ટર ઇસ્માઇલને ત્યાં જ ઉમારીનો ઉતારો હતો. થોડાક દેશાભિમાની જુવાનિયા આવીને ઉમારીને મળી ગયા. બે ચાર દિવસમાં ઉમારી શિક્ષિતવર્ગમાં જાણીતો થઈ ગયો. નૈરોબીના ભાષણથી પ્રેરાઇને કંપાલાના યુવકસંઘે ઉમારીને નિમંત્રણ મોકલ્યું. ઉમારી કંપાલા પહોંચ્યો. એશિયાઇ અનુભવ કહી સંભળાવ્યા. ઉમારીના અદ્દભુત વ્યક્તિત્વમાં જુવાનો અંજાઈ ગયા. કંપાલાથી ઝાંઝા, દારેસલામ, અને મોમ્બાસા એમ ચક્કર લગાવી ઉમારી અઠવાડિયામાં નૈરોબી આવ્યો. સીધો પિન્ટોને મળ્યો. અરજીનો જવાબ માગ્યો. પિન્ટો સમજી ગયો હતો કે ઉમારી જબરો 'ધાંધલિયો' છે. એણે રોકડું પરખાવ્યું: "આમાં કાંઇ બની શકે તેવું નથી. હું લાચાર છું."

ઉમારી ચાલી નીકળ્યો. ઘેર જઇને બાપુને વાત કરી. ફરી

વાર બધાને એકઠા થવાનું હુસેને કહેણ મોકલ્યું. શુક્રવાર આવ્યો, સભા ભરાઇ. ઉમારીએ બનેલી હકીકત અસરકારક રીતે કહી સંભળાવી. પછી પૂછ્યું: " છે કોઈ એવો એક જુવાન, જે મનાઇ કરેલી જગ્યાએ જઇ ગાયો ચારે? ના પાડવા આવે તેને તીરે વિંધવો, પાસે ચડે તેને ભાલે પરોવી લેવો. છે કોઇ જુવાન?"

તરત એક જુવાન ઊઠયો: "હું તૈયાર છું."

એ જ વખતે એને બે ગાયો આપી. ઉમારીએ પોતે તીર-કામઠું બંધાવ્યું, હાથમાં ભાલો આપી વિદાય કર્યો.

ઉમારીએ ફરી ગર્જના કરી: "હવે જેટલા જવાંમર્દ હો એ નામ લખાવી દો. એક પછી એક ગોચરમાં મોકલતા જશું, ભલે જે થવાની હોય તે થાય."

દોઢસો નામ નોંધાયાં!

ઉમારીએ એમને ચેતવણી આપી: "જુઓ, હજી નામ કઢાવી નાખવાં હોય તો છૂટ છે. ત્યાં ગયા પછી પાછા નાસી આવશો તો ગોળીએ વિંધી નાખીશ."

"કબૂલ, કબૂલ!" જુવાનો ગરજી ઊઠયા.

"હવે બરાબર ચેતતા રહેજો. બાપુએ તમને બે વરસ ભણાવ્યા છે એટલે મારે કાંઇ કહેવાનું નથી. પણ યાદ રાખજો કે આ રમત નથી. સરકારી માણસો આપણને પકડવા આવશે. આપણે જંગલોમાં ભરાઈ જવું. મારું ઠેકાણું હું બદલી નાખવાનો છું. જેને જવાનો વારો હશે તેને ખબર પહોંચાડયા કરીશ. તમારાં ઠામ ઠેકાણાં આપતા જજો. બાપુ અહીં રહેવાના છે. બસ, જાઓ, હવે અલ્લાબેલી."

હુસેનને શિર નમાવી સૌ ચાલ્યા ગયા. આ બધી તૈયારી જોઈ જુવાનોને નવીનતા લાગી. મજા પણ આવી. ઉમારીએ આ કોઠે પડી ગયેલા અને નજીવા લાગતા અન્યાયને પ્રજાના અપમાન

તરીકે વર્ણવ્યો. નૈરોબી, મોમ્બાસા, કંપાલા, દારેસલામ અને જંગબારમાં સ્વાહિલી ભાષામાં વર્તમાનપત્રો નીકળતાં હતાં. હરેક છાપામાં ઉમારીએ પોતાની સહીથી સણસણતો અહેવાલ મોકલી આપ્યો. સાથોસાથ યુગાન્ડા, ટાંગાનિકા અને કેનિયાને એક થઇ આ અન્યાય સામે પોકાર ઉઠાવવા હાકલ કરી. નૈરોબીના એક ચાલાક છાપાવાળાએ ઉમારી નૈરોબી આવ્યો ત્યારે એનો ફોટો લઇ લીધો હતો એ છાપી માર્યો! બીજાં છાપાંએ એની નકલ કરી. દૂર દૂરનાં જંગલમાં છાપાં વંચાતાં થઇ ગયાં હતાં. છેલ્લાં પચીસ વર્ષમાં, પોતાનો દેશ અને પરદેશી રાજ્ય એટલી વાત લોકો સમજતા થયા હતા. અને કેનિયા યુગાન્ડા ટાંગાનિકા મળી પૂર્વ આફ્રિકા એક છે, એવી ભાવના ઇસ્માઇલ બૅરિસ્ટર જેવા આગેવાન મનાતા લોકોએ પ્રજામાં પ્રગટાવી હતી.

એમાં ઉમારીએ મોકલેલ પહેલો જુવાન ગાયો ચારવા ગયો તેવો જ, બીડના રખવાળે એને ગોળીએ વિંધી નાખ્યો! બસ, પછી પૂછવું શું? ઉમારીની કલમ અને અંગ્રેજના અત્યાચાર! દેશમાં હાહાકાર મચી ગયો. પ્રલયના વંટોળિયા માફક આખા પૂર્વ આફ્રિકામાં સમાચાર ફરી વળ્યા. મોટાં શહેરોમાં વિરોધ માટે સભાઓ ભરાઈ. અધિકારીઓ જાગી ગયા. ઉમારી ઉપર વૉરંટ છૂટ્યું!



૨૫

# હિંમતે મરદા તો......

મોમ્બાસાથી મસાકા સુધી અને માંઝાથી દારેસલામ સુધી ઉમારીની હાક વાગવા માંડી. એને ઝબ્બે કરવા લશ્કરી પલટણો ડુંગરે ડુંગરે પથરાઇ ગઇ.

ઉમારી ખુદાને આશ્રરે મોજ માણે છે. એણે અઘોર જંગલમાં ઊંડું કોતર શોધી કાઢયું. ત્યાં બાદશાહી દીવાનખાનું બનાવ્યું. ઘાસના ગાદીતકિયા, ઘાલની શેતરંજીઓ, ભીંતે નકશા લટકાવ્યા. દેશ-પરદેશનાં છાપાં આવે છે, એક પત્થર ઉપર ખડિયો, કલમ, કાગળ, પેન્સિલ—જાણે કોઇ વર્તમાનપત્રનો અધિપતિ !

એક દિવસ ઉમારી કાંઇક લખે છે. આદમ પ્રાઇમસ ઉપર બટાટા બાફે છે, એ વખતે સલીમે આવી સમાચાર આપ્યાઃ

" બાપુ પકડાઇ ગયા ! "

" હોય નહિ ? " આદમ ઊભો થઇ ગયો.

ઉમારી ઠંડે કલેજે બેસી રહ્યો. એણે કહ્યું: " હું તો ધારતો જ હતો. આટલા દિવસ ન પકડયા એ જ નવાઈ."

" પણ બાપુની બેઇજ્જતી બહુ કરી. એક ગોરાએ બાપુને પગની લાત મારી આગળ થવા કહ્યું ! "

" અને તું સમાચાર દેવા અહીં આવ્યો ? " ઉમારીનું ઠંડું લોહી તપી ગયું. એણે ત્રાડ મારીઃ " બાપુને લાત મારનારના ત્યાં ને ત્યાં ટુકડા કેમ ન કર્યા ? "

સલીમ એક પણ શબ્દ બોલ્યા વિના ચાલ્યો ગયો.

ઉમારી વિચારમાં પડયો. એને ચિંતા પેઠી કે મારો પત્તો

મેળવવા બાપુ ઉપર ન ગુજારવાના સિતમો ગુજારશે. એમાંથી એકેયે ખાધું નહિ.

પણ ખુદા ઉમારીની તરફેણમાં હતા. ઉમારીનો બધો શોક ટળી જાય તેવી એણે પેરવી કરી રાખી હતી. સાંજે ટપાલમાં એક પત્ર આવ્યો. હિંદુસ્તાનથી એ આવ્યો હતો. ઉમારીએ ગૌચરની લડાઇ શરૂ કરતી વખતે બાના જુમ્માને પત્ર લખ્યો હતો, સાથે કૃષ્ણા ઉપર એક ચિઠ્ઠી લખી હતી. આજનો પત્ર ચિઠ્ઠીના જવાબમાં હતો. કૃષ્ણાએ લખ્યું હતુંઃ "આવતા સોમવારે તમારા તરફ આવવા ઊપડું છું."

ઉમારીનો શોક ગળી ગયો. આદમને મોમ્બાસા સામા જવા કહી દીધું.

આદમ ઉમારીનો બાલમિત્ર હતો. બન્ને નૈરોબી સાથે ભણતા. આદમ ગ્રેજ્યુએટ હતો. ઉમારીને અંગ્રેજી પૂરું આવડતું નહિ એટલે આદમ બહુ ઉપયોગી થઇ પડ્યો. સ્વાહિલી ભાષામાં લખેલા ઉમારીના તેજસ્વી લેખોનું ભાષાંતર કરી આદમ દેશપરદેશનાં છાપાંમાં મોકલી આપતો. એક અમલદારનું ખૂન કર્યું હતું, એ એની મોટી લાયકાત હતી. ઉમારીએ કૃષ્ણાની વાતો આદમને કરી હતી. કૃષ્ણાનો મહાનગીભર્યો વર્તાવ એને બહુ ગમતો.

"કૃષ્ણાબહેન આવે એટલે આપણે એક છાપું કાઢીએ."

"જરૂર." સાહિત્યરસિક આદમે સૂચના વધાવી લીધી.

"મશીન વગેરે તો મળી રહેશે. રાતોરાત નૈરોબીમાં છપાવશું."

"એ તો બધું થઇ રહેશે."

"ત્યારે તું પરમ દિવસ મોમ્બાસા જઇશ ને? ડાયરીમાં લખી લીધું?"

આદમે નોંધ કરી લીધી.

"તું સપડાઇ નહિ જાય, આદમ?" ઉમારીએ શંકા કરી.

"અરે, મને કોણ ઓળખવાનું છે? આજે વીસ વરસનો

જુવાન છું, કાલે બાવન વરસનો બુઢ્ઢો થઈ જઇશ. આજે આફ્રિકન હબસી છું, કાલે યુરોપિયન ગોરો થઇ જઇશ."

"એમાં તને શીખવવું પડે તેમ નથી."

સાંજે બન્ને ભાઇબંધ જમવાની તૈયારી કરે છે ત્યાં કમાલ તાજા સમાચાર લાવ્યો: "નૈરોબીનો પોલીસ ઇન્સપેક્ટર બાપુને પકડી જતો હતો ત્યાં રસ્તામાં કોઈએ એનું ખૂન કર્યું!"

"સલી......" આદમ બોલવા જતો હતો ત્યાં ઉમારીએ આંખને ઇસારે એને રોકયો. કમાલને કહ્યું: "ઠીક જા, તું જમ્યો કે નહિ? નહિતર ચાલ તૈયાર છે."

"જમ્યો બાના, હમણાં જ કેળાંની આખી લૂમ ખાઈ ગયો."

"ત્યારે હરકત નહિ."

હુસેન પકડાયાના અને ઇન્સપેકટરના ખૂનના સમાચારની એક પત્રિકા ઉમારીએ બનાવી. રાતોરાત નૈરોબી મોકલી છપાવી નાખી. બીજે દિવસે દેશભરમાં શહેરોમાં અને જંગલોમાં હાથોહાથ વહેંચાઈ ગઈ. આદમની લેખિનીએ પરદેશનાં છાપાંમાં "આફ્રિકામાં ક્રાન્તિનું મંગળાચરણ" એ મથાળા નીચે જોરદાર લેખ મોકલી આપ્યો.

જગત આખું વાંચીને હેરત પામ્યું.

ગૌચરની લડાઈ ઉમારીના ગુપ્તવાસને લીધે ભાંગી પડી. હુસેનની ધરપકડથી જુવાનો નરમ પડી ગયા. પણ ઉમારી હાર ખાય એવો ક્યાં છે? એણે જંગી યોજનાઓ તૈયાર કરવા માંડી. કૃષ્ણાના આવવાના સમાચારથી એનું જોર બમણું થયું.

આદમ મોમ્બાસા જવા તૈયાર થયો ત્યારે ઉમારીએ ભલામણ કરી: "જાણે કૃષ્ણાબહેન આફ્રિકાની સફરે આવ્યાં છે. એવો જ દેખાવ કરજો. એમનો ઉતારો આપણા નૈરોબીના હિંદી વેપારી લક્ષ્મીદાસને ત્યાં રખાવજે. એકવાર કૃષ્ણાબહેન આખો પૂર્વ આફ્રિકા ફરી લે, પછી જ અહીં મને મળવા આવે તેવી ગોઠવણ કરજે."

આદમે વેશપલટો કર્યો. બોંતેર વરસનો બુઢ્ઢો બન્યો. લાંબી દાઢી ચડાવી, આરબનો પોશાક પહેર્યો. કોઈ અમીર કુટુંબનો હોય તેવો દમામ રાખ્યો. કમાલને નોકર તરીકે સાથે લીધો. નૈરોબીથી બીજા વર્ગમાં મોમ્બાસા પહોંચ્યો.

ઓળખીતા આરબને ત્યાં ઉતારો કર્યો. તબિયતને બહાને દાક્તર મથુરચંદને બોલાવી, કૃષ્ણાના આગમનના સમાચાર આપ્યા. દાક્તર પોતે મોટર લઇ વિમાની સ્ટેશને સામા ગયા.

વિમાનમાંથી ઊતરતાં જ કૃષ્ણાને દાક્તરે ઓળખી કાઢી. ઉમારી પરના કાગળમાં જ કૃષ્ણાએ જણાવી દીધું હતું કે " હમણાં હું મદ્રાસી સ્ત્રીનો પોશાક પહેરું છું, તો સામા આવનારને એ નિશાન આપજો. "

દાક્તર કૃષ્ણાને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં આદમ હાજર હતો. ખાનગી ઓરડામાં બેસી તેણે ઉમારીના સમાચાર આપ્યા. એનો સંદેશો કહ્યો.

" પણ હું એકલી અજાણી કેવી રીતે ફરી શકીશ ? અથવા ફરીશ તો પણ તમને શો ફાયદો થશે ? " કૃષ્ણાએ કહ્યું.

" આપની સાથે મજૂર તરીકે અમારો એક માણસ રહેશે. તે એલએલ. બી. વકીલ છે, નવજુવાન છે, ઘણો ભાવનાશાળી છે. નૈરોબીની યુવક પ્રવૃત્તિનો પ્રાણ છે. સભાઓ વગેરે એ ગાઠવી દેશે, જંગલોમાં એ લઇ જશે, ખાસ ખાસ માણસોની ઓળખાણ પણ એ કરાવશે. મારા જેટલો જ એ બધી વાતથી માહિતગાર છે. "

" એ ક્યાં છે ? "

" આપને નૈરોબીમાં મળશે. "

" ચોક્કસ ? "

" જી હા, એમાં ફેર ન પડે. "

"હું એક વાર ઉમારીભાઈને મળી જાઉં તો?" કૃષ્ણાનું ઉમારીને મળવાનું બહુ મન હતું.

"એ નહિ બને. એમાં મોટું જોખમ છે. ત્યાં આવ્યા પછી તમે બહારનું કામ ન કરી શકો."

"ઠીક ત્યારે, પછી મળશું. ઉમારીભાઈની તબિયત તો સારી છે ને?"

"બહુ મજાની."

આદમ જરૂરી સૂચનાઓ આપી છૂટો પડયો. હિંદુસ્તાનથી નીકળી ત્યારે કૃષ્ણાના મનમાં હતું કે આફ્રિકાને કિનારે પગ મૂકતાં જ ઉમારી મળશે. ગુલામ પ્રજાને સ્વાધીન બનાવવા કૃષ્ણા અહીં આવી હતી. પરંતુ એના દિલમાં ઊંડે ઊંડે ઉમારીની સાથે રહી કામ કરવાની લાલસા હતી. બે બાલમિત્રો દેશસેવા ખાતર જેલ જાય, તેને બદલે સાથે રહેવા ખાતર જેલ વેઠે એના જેવી એ મનોવૃત્તિ હતી. ઉમારીને મળ્યા સિવાય કામ પર ચડવું પડયું તે કૃષ્ણાને પહેલી ક્ષણે ન ગમ્યું, પણ બીજી જ ક્ષણે પોતાની સહજ કર્તવ્યભાવનાથી એણે કામમાં મન પરોવી દીધું.

સાંજની ગાડીમાં કૃષ્ણા નૈરોબી ગઈ. દાક્તરે અગાઉથી તાર આપી દીધો હતો. લક્ષ્મીદાસ શેઠ સ્ટેશને હાજર હતા. સાથે 'બૉય' હતો. એણે કૃષ્ણાને બહુ માનથી સલામ કરી. ચકોર કૃષ્ણા તરત સમજી ગઈ કે આ બૉય તે બીજો કોઈ નહિ પણ ઉમારીનો નવજુવાન સાથી મામુદ. કૃષ્ણાએ મામુદ સાથે મજૂર જેવો જ વહેવાર રાખ્યો. લક્ષ્મીદાસને ઘેર જઈ કૃષ્ણાએ છાપું ઉઘાડયું. એમાં મામુદની હોશિયારી દેખાઈ આવતી હતી. છાપું અંગ્રેજી–સ્વાહિલીમાં હતું. મોટા અક્ષરે કૃષ્ણાના આગમનના સમાચાર છપાયા હતા. સાથે કૃષ્ણાનો ટૂંક પરિચય આપવામાં આવ્યો હતો. છેવટ લખ્યું હતું: "એવો કયો કમભાગી જુવાન હશે જે બગાસામાં

આવેલો સાકરનો ગાંગડો કકડાવી નહિ જાય ? આપણે કૃષ્ણાત્માનો પૂરો લાભ ઉઠાવીએ.”

સાંજે કૃષ્ણાએ હિંદીકલબમાં ભાષણ આપ્યું. “ખરો સ્વાતંત્ર્યપ્રિય મનુષ્ય કોઇને ગુલામ રાખી શકે નહિ.” અને “પૃથ્વી પર એક પણ માણસ પરાધીન હોય ત્યાં સુધી સાચો સ્વાધીન પુરુષ સુખે સૂઇ શકે નહિ.” એ બે વાકયોમાં આખા વ્યાખ્યાનનો સમાવેશ થઇ જતો હતો. સભામાં હાજર રહેલા યુરોપિયન લોકો ઉપર પણ આ ભાષણની ઊંડી અસર પડી. કૃષ્ણાની જુસ્સાદાર વાણી અને પ્રભાવશાળી વ્યક્તિત્વથી સભા મંત્રમુગ્ધ બની ગઇ. વ્યાખ્યાનનો શબ્દેશબ્દ છપાઇ ને શહેરોમાં અને જંગલોમાં પહોંચી ગયો.

લગભગ પોણોસો વર્ષ પહેલાં, હિંદ પરાધીન હતું એ કાળે, એક એની બેસન્ટ નામની ભલી અને માયાળુ બાઈ હિંદની મદદે આવી હતી. હિંદીઓએ એને જે લાગણી અને પ્રેમભર્યા માનથી વધાવી લીધી હતી, તેવી જ રીતે આફ્રિકાવાસીઓએ કૃષ્ણાત્માને વધાવી લીધી. સભા પૂરી થતાં જ યુવકસંઘના મંત્રીએ કૃષ્ણાની મુલાકાત લીધી. આફ્રિકન જુવાનોને બે શબ્દ સંભળાવવા વિનંતિ કરી. કૃષ્ણાએ બહુ આનંદથી આમંત્રણ સ્વીકાર્યું.

રાતે બે ચાર જુવાન કૃષ્ણાને મળી ગયા. બેરિસ્ટર ઇસ્માઇલ મળી ગયા. કૃષ્ણાએ મામુદને ચેતવણી આપી: “હું આવી છું તમારે માટે, પરંતુ કોઈ એવી ચળવળ હાથ નથી ધરવાની, જેથી મારે સરકાર જોડે અથડામણમાં આવવું પડે. એકવાર મારે પૂર્વ આફ્રિકાના યુવકોને મળી લેવું છે. એમાંથી આગળ પડતાનો પરિચય સાધવો છે. શહેરની અને જંગલની વસ્તીની તાકાત માપી જોવી છે. તારે બહુ સંભાળથી અને ધીરજથી કામ લેવું જોઇએ.”

“એ બાબત માં હું હવે સાવચેત રહીશ. આજના અહેવાલમાં જ

બે લીટી લખી નાખું છું કે "આફ્રિકાવાસીઓની સંસ્કારિતા અને સમાજરચનાનું નિરીક્ષણ કરવા આવેલાં કૃષ્ણાઅમ્મા" મામુદે વકીલાતનો ઉપયોગ કર્યો.

"રાજકીય શબ્દ ન આવે એવું નહિ, પણ હું ઉમારીને ઓળખું છું, એની બોલાવી આવી છું, એની ચળવળમાં ભાગીદાર થવા માગું છું, એ વાતની ગંધ સરખી ન આવવી જોઈએ." કૃષ્ણાએ મુત્સદ્દીગિરીનો પહેલો પાઠ શીખવ્યો.

"સમજ્યો. ત્યારે કાલે કંપાલાથી આપને નિમંત્રણ મળે તેવી ગોઠવણ કરું?"

"ના. હું નાઇલનું મૂળ જોવા જીંજા જવાની છું. ત્યાંથી આપણે કંપાલા આંટો મારશું. હિંદી સભા મને ભાષણ આપવા કહેશે, તો બીજે દિવસે તમારા યુવકસંઘમાં પણ બોલીશ. આસપાસનાં જંગલનું પણ એમ જ. આટલામાં કોઇ પ્રસિદ્ધ જગ્યા છે કે? તો એ બહાને ગામડાના અને જંગલના લોકોને મળી લઇએ."

"જી હા, કીકુયુનું તળાવ અને થીકાફોલ્સ બે સ્થળ જોવા દેશદેશાવરના લોકો આવે છે."

"બસ, ત્યારે કાલે સાંજે વાત. લક્ષ્મીદાસને સાથે લઇ લઈશું." કૃષ્ણાએ કાર્યક્રમ ગોઠવ્યો.

સાંજે આફ્રિકન જુવાનોને કૃષ્ણાએ મનુષ્યત્વ શી ચીજ છે તે સમજાવ્યું. સંસ્કારિતા કેળવ્યા વિના કોઇ રાષ્ટ્ર પ્રગતિ કરી શકતું નથી તે સમજાવ્યું અને સંસ્કારિતા સ્વાધીન રાષ્ટ્રો જ કેળવી શકે એમ જણાવી જાગ્રત થવા કહ્યું.

બીજે દિવસે લક્ષ્મીદાસને લઇ જંગલમાં ઊપડી. ગામડાના અને જંગલના લોકોને મળી. વાત કરતાં લોકોને મોઢેથી ઉમારીનું નામ સાંભળી કૃષ્ણાને સાશ્ચર્ય આનંદ થયો. બાના હુસેનને કેદ

પૂર્વાની વાત સૌ જાણુતા હતા. ગૌચરના ઝગડામાં કેટલાયે જુવાનોએ પ્રાણ આપ્યા એ એમને ખબર હતી. કૃષ્ણાએ લોકો સાથે સ્વાહિલી ભાષામાં વાતો કરી. ઉમારી સાથેની મુસાફરીમાં ગમ્મત ખાતર શીખેલી ભાષા કૃષ્ણાને આમ ઉપયોગી થઇ પડી. મોમ્બાસામાં પગ મૂકયો ત્યારથી સ્વાહિલી ઉપરનો કાબૂ એ જમાવવા માંડી હતી. મામુદ સાથે અચૂક એ જ ભાષા વાપરતી. મામુદ કહેતો: “ તમને એક માસમાં ભાષણ કરવા જેટલી ભાષા આવડી જશે. ” જવાબમાં કૃષ્ણા હસીને કહેતી: “ આજે જ ભાષણ કરવાને તૈયાર છું.”

મોડી રાતે ઘેર આવ્યા ત્યારે સી. આઇ. ડી.વાળો ઓટલે બેઠો હતો. મામુદની ચાલાક નજરે એને જોઇ લીધો. લક્ષ્મીદાસ અને કૃષ્ણા ઘરમાં ગયા પછી મોટરમાંથી ફોટોગ્રાફ વગેરે લઈ મામુદ પગથિયે ચડયો એટલે પેલો માણસ નજીક આવ્યો. મામુદના કાનમાં પૂછયું: “ કયાં જઇ આવ્યાં શેઠાણી ? ”

“ થીકા ફોલ્સ ! ”

ડાયરીમાં નોંધ કરી એ રસ્તે પડયો. અંધારામાં હસતા મામુદનો ચહેરો ન દેખાયો, પણ એના ચળકતા દાંતે પગથિયાં પર અજવાળું પાથરી દીધું.

બીજે દિવસે છાપાને પહેલે પાને છપાયું: “ કૃષ્ણાબ્હેન જીંજા તરફ: નાઇલનું મૂળ જોઇ કંપાલાની મુલાકાત લેશે. ત્યાં પોતાના હિંદી મિત્રોને મળી બરારા ઉપરનાં જંગલોમાં ધોળા હાથી જોવા જશે ! ”

આવી ઊડતી મુસાફરી કરનારા પ્રવાસીઓ આફ્રિકામાં રોજ આવતા. એવાની પાછળ સી. આઈ. ડી. દોડાવ્યે શો ફાયદો ? અમલદારોએ કૃષ્ણા તરફ ખાસ ધ્યાન ન આપ્યું.

કૃષ્ણા જીંજા થઈ કંપાલા પહોંચી. યુગાન્ડાનો રમણીય પ્રદેશ જોવા ન રોકાતાં કૃષ્ણાનું મન આફ્રિકન જુવાનોને મળવા

તલસી રહ્યું. ત્યારે એને ખબર પડી કે ખૈબરઘાટ અને એવા જ આકર્ષક દેખાવોમાં ઉમારીનું મન કેમ નહોતું ખૂંચતું. કૃષ્ણાને પૂર્વ આફ્રિકા સ્વતંત્ર કરવાની લગની લાગી હતી. રાતદિવસ બીજો વિચાર નહોતી કરતી.

કંપાલામાં કૃષ્ણાનો ઉતારો હિંદી વેપારીને ત્યાં હતો. જાહેર સભાઓ અને ખાનગી મંત્રણાઓ કરી. આફ્રિકન જુવાનોનાં દિલ એણે જીતી લીધાં. કૃષ્ણા જંગલમાં રખડી આવી. યુગાન્ડામાં એને કેળવણી વધારે લાગી—પણ એવી જાતની કેળવણી કે જેથી ગુલામીનાં મૂળ ઊંડાં ગયાં હતાં. સરકારી નોકરીમાં કારકૂન જેવી જગ્યાઓ આફ્રિકનોના હાથમાં હતી. બન્યા તેટલા જુવાનોનો અંગત પરિચય કરી તેણે કંપાલા છોડયું.

ટાંગાનિકાનું તરતું બંદર માંઝા. ત્યાં પણ ઉમારીનું નામ ગવાઇ રહ્યું હતું. કૃષ્ણાએ એ ગાંઠ મજબૂત કરી. સ્વાહિલી ભાષામાં ભાષણો કરવાં એ કૃષ્ણાને મન રમત વાત થઇ પડી હતી. એ ભાષણો સીધાં રાજદ્વારી નહિ છતાં એટલાં લોકપ્રિય થઇ પડયાં કે યુરોપિયન અને એશિયાવાસી સુદ્ધાં એનાં વખાણ કરવા લાગ્યા. છાપાવાળાઓએ તો પાછું વાળીને જોયું જ નહિ. ફોટા સાથે ભાષણો છાપવાં, વ્યાખ્યાનનો એક મુદ્દો લઇ એના પર અગ્રલેખ લખવા, એમ હાંકયે રાખ્યું.

કૃષ્ણા ટાંગાનિકા વિંધીને દારેસલામ પહોંચી. એ પોતે પહોંચી તે પહેલાં એની કીર્તિ પહોંચી ગઇ હતી. દારેસલામથી મોમ્બાસા આવતાં અર્ધો દિવસ જંગબાર ઊતરી, પણ એટલામાં એણે લોકોને ઘેલા કરી મૂક્યા.

કૃષ્ણા મોમ્બાસા આવી; દાક્તર મથુરચંદના ઘરમાં પગ મૂકયો ત્યાં આપણા બુઢ્ઢા આરબે ઊભા થઇને એને સલામ કરી!

❧

૨૬

# કાવતરું
## અથવા
# સ્વાતંત્ર્યસંગ્રામની પૂર્વતૈયારી

દાક્તર કામનું બહાનું બતાવી બહાર ગયા, એટલે કૃષ્ણાએ મામુદને કહ્યું: "તું બહાર ઊભો રહે, કોઈ આવે તો ખોંખારો ખાજે." મામુદ બહાર ગયો. આદમે વાત શરૂ કરી:

"તમારી મુસાફરીની હકીકત રોજેરોજ અમને મળતી હતી. તમારાં ભાષણો અક્ષરશઃ અમે વાંચતા હતા. ઉમારીભાઇના આનંદનો પાર નથી. હવે તમે એમને એક વાર મળી જાઓ, પછી આગળ યોજના ઘડી શકાય."

"તમે કહો ત્યારે હું તો તૈયાર જ છું."

"તમારે એવી રીતે આવવાનું છે કે જેથી તમારા બહારના કામને ધક્કો ન પહોંચે."

"મારે કયાં બહાર રહીને કામ કરવું છે?"

"ઉમારીભાઈની ઇચ્છા એવી છે કે તમારે નૈરોબી રહી કોઈ હિંદી સંસ્થામાં કામ કરવું અને ત્યાં રહ્યા રહ્યા છૂપી રીતે ચળવળને મદદ કર્યા કરવી."

"એ કેમ બને?"

"આ પત્ર વાંચો." આદમે પત્ર આપ્યો.

પત્ર વાંચતાં કૃષ્ણાનું મોઢું મલકયું. ઉમારીની હોશિયારીની એણે મનમાં પ્રશંસા કરી. પત્ર નૈરોબીવાળા લક્ષ્મીદાસ શેઠનો હતો. નૈરોબીના હિંદી કન્યાવિદ્યાલયનાં મુખ્ય અધિષ્ઠાત્રી તરીકે કૃષ્ણાની નિમણુક કર્યાના ખબર આ પત્રમાં હતા. કૃષ્ણાએ કાગળ ખીસામાં મૂકી પૂછયું: "મારે કયારે નીકળવાનું છે?"

" આજે જ. "

" બહુ સારું. તમે ક્યાં જશો ? "

" જંગલમાં."

" ઠીક, ઉમારીબાઇને કહેજો કે હું થોડા દિવસમાં મળી જઇશ. મામુદ બધી જગ્યાનો માહિતગાર છે કે ? "

" મારાથી વિશેષ."

" ત્યારે વાંધો નહિ. "

આદમે રજા લીધી. કૃષ્ણા આ જુવાનોનાં સાહસ અને સ્વાતંત્ર્યપ્રેમ જોઈ છક થઇ ગઇ.

સાંજની ગાડીમાં કૃષ્ણા નૈરોબી જવા નીકળી. સીધી વિદ્યાલયમાં જ ઊતરી. બીજે દિવસે હિંદી છાપાંઓએ મોટા અક્ષરે છાપ્યું: 'કન્યાવિદ્યાલયનાં નવાં મુખ્ય અધિષ્ઠાત્રી.' કૃષ્ણાને એક કેળવણીકાર તરીકે વર્ણવી આફ્રિકાવાસી હિંદીઓનો કન્યાકેળવણીનો પ્રશ્ન હવે ઊકલી જશે એવી આશા બતાવી. વાંચીને અમલદાર-વર્ગમાં થોડી ઘણી શંકા હતી તે પણ નાબૂદ થઇ.

વિદ્યાલયના કામમાં કૃષ્ણા ઓતપ્રોત થઈ ગઈ. વિદ્યાલય સિવાયની વાતનો વિચાર સુદ્ધાં જાણે છોડી દીધો. તે એટલે સુધી કે મામુદને ચિંતા થવા લાગી. એને થયું કે આ કૃષ્ણામ્મા ક્યાંક ઉમારીને ભૂલી ન જાય ? પોતાના દેશહિતમાં આફ્રિકન હિત વિસરી ન જાય ? મહિનો પૂરો થયો છતાં કૃષ્ણાએ બીજી વાત ઉચ્ચારી નહિ ત્યારે મામુદે એકાંત મેળવી કહ્યું: " કૃષ્ણા બહેન, બાના ઉમારી તમારી મે'ની જેમ રાહ જોતા હશે. તમે તો આ કામમાં મશગુલ થઈ ગયાં છો; પણ ત્યાં એ લોકો તમારી ખાતર કાર્યક્રમ અટકાવી બેઠા હશે." કહેતાં કહેતાં મામુદનો ચહેરો ચિંતાતુર થઇ ગયો. અવાજમાં એની દુભાએલી લાગણીનો સ્પષ્ટ પડઘો પડતો હતો.

"એ મારા ધ્યાન બહાર નથી મામુદ! તને ખબર નથી પણ મારું દિલ ઉમારીભાઇને મળવા તલસે છે, જેવું ગાયનું પોતાના વાછરડાને. અને જે કાર્ય માટે હું હિંદથી અહીં આવી છું તેને વિસરી જાઉં તો સૂર્ય પશ્ચિમમાં ઊગે, ખબર છે? હજી કાલે જ વ્યવસ્થાપક સમિતિમાં કન્યાઓને લશ્કરી તાલીમ આપવાનો તથા પહાડોમાં પર્યટને લઇ જવાનો ઠરાવ મેં પસાર કરાવ્યો. આપણે થોડા દિવસમાં ઉમારીભાઇને મળશું. તું બિલકુલ ચિંતા ન કરતો ભાઈ!" કૃષ્ણાએ મીઠાશથી અને હેતથી મામુદનું મન મનાવ્યું.

ત્રીજે દિવસે કન્યા વિદ્યાલય પર્વતરાજ કેનિયાની સફરે ઊપડ યું. પચાસ વિદ્યાર્થિનીઓનો કાફલો લશ્કરી ઢબે સ્ટેશને ચાલ્યો. બધાંનો પોશાક એકસરખો હતો: બૂટ મોજાં, પહેરણ ચડ્ડી, માથું ઉઘાડું. ડાબા હાથમાં બિસ્રો, જમણા હાથમાં કાન સુધીની લાકડી. ચચ્ચારની હારમાં સ્ટેશને પહોંચ્યાં. આજે ઘણે વર્ષે કૃષ્ણાએ શિકારી પહેરવેશ ચડાવ્યો. ગોઠણ સુધીના બૂટ ઉપર ખાખી ચડ્ડી ઢંકાઇ ગઇ. અર્ધા કોટ ઉપર ચામડાનો પટ્ટો બાંધી કેડે તલવાર લટકાવી. માથે કાબૂલી સાફો બાંધ્યો. પાછળ મામુદ બંદૂક ઉપાડી ચાલ્યો. સ્ટેશન ઉપર લક્ષ્મીદાસ સાથે થોડી વાતચીત કરી પોતાના ખાસ ડબ્બામાં ચડી. વિદ્યાર્થિનીઓએ તાળીઓના અવાજથી એને ગમ્મતભર્યો આવકાર આપ્યો. કૃષ્ણા રમત ગમ્મતમાં પૂરો ભાગ ભજવતી. ગાડી ઊપડી એટલે એક કુમારીએ પોતાની બંસી છોડી, કૂચનું ગીત ઉપાડયું. પગથી બધાં તાલ આપવા માંડયાં. હબો આખો ગાજવા લાગ્યો, તાનમાં સૌ ડોલવા માંડયાં.

કેનિયા પહાડ નૈરોબીથી લગભગ બસો માઇલ થાય. એની ઊંચાઇ અઢાર હજાર ફૂટ, બરફથી શિખર ઢંકાઇ રહેતું. આખો

પ્રદેશ અતિશય રળિયામણો હતો. વિદ્યાર્થિનીઓએ કદી આ મુલક જોયો નહોતો. કૃષ્ણાને પ્રતાપે એમને આજે કેનિયા પર્વતનાં દર્શન થવાનાં હતાં.

નૈરી સ્ટેશને કાફલો ઊતરી પડયો. ત્યાંથી પૈદલ જવાનું હતું. સ્ટેશનથી થોડે દૂર હિંદી જમીનદારનો શાંબો હતો. ત્યાં એનો નાનકડો બંગલો હતો. એ પોતે ભાગ્યે જ શાંબામાં આવતો. કૃષ્ણાએ બંગલાનો કબજો લીધો. અગાઉથી આવેલા રસોઇયાઓએ ભોજન તૈયાર રાખ્યું હતું. રાત શાંબામાં જ ગાળવાની હતી. જમીકારવી મોડી રાત સુધી કલ્લોલ કરી, થાકયાંપાકયાં સૌ ઊંઘી ગયાં.

પહાડી ઉપર પથરાએલી રાત સમસમાટી કરવા લાગી. મધરાત વીતવા આવી એ વખતે ભૂંડ જેવું એક જનાવર ઝાડીમાંથી બહાર નીકળ્યું, સપાટાબંધ ટેકરી પર ચડવા માંડયું. બંગલામાં સૌ સૂતા છે, માત્ર મામુદ જાગે છે. ઘડીએ ઘડીએ એ બંગલા ફરતો આંટો મારે છે. ચોમેર નજર ફેરવી પાછો વળે છે. ચોથી વાર આંટો મારી પગથિયે બેઠો ત્યાં એની નજર પેલા ભૂંડ ઉપર પડી. મામુદ એકદમ ઊભો થયો, ધીમે પગલે ભૂંડ સામે ચાલ્યો. ચાર હાથનું છેટું રહ્યું એટલે મામુદે ખોંખારો ખાધો. ભૂંડ બે પગે ઊભું થયું. ઊભા થતાં જ ચામડી પાછળ પડી ગઈ, અંદરથી આદમ નીકળ્યો! બન્ને હસ્યા, ભેટયા. આદમે મામુદના કાનમાં કાંઈક કહ્યું. દબાતે પગલે બન્ને ઉપર આવ્યા. કડકડતી ઠંડી હતી છતાં કૃષ્ણા અધખોલું બારણું રાખીને સૂતી હતી. મામુદ ધીરે રહીને ઓરડામાં પેઠો. પલંગ નજીક જઇને કૃષ્ણાના પગને અંગુઠે ટકોરો માર્યો. કૃષ્ણા બેઠી થઇ ગઈ: "કોણ મામુદ."

"જી હા, બહાર આદમ રાહ જુએ છે."

"ચાલો, હું તૈયાર છું."

જાડો ધાબળો ઓઢી કૃષ્ણા બહાર આવી. અવાજ થવાની

બીકે ઉઘાડે પગે તે ચાલતી થઇ. બારણું ખાલી વાસી મામુદ બહાર બેઠો. કૃષ્ણા અને આદમ ટેકરી ઊતરી જંગલમાં અદૃશ્ય થયાં.

"હવે આપણે સલામત છીએ." બેએક ગાઉ ચાલ્યા પછી આદમે કહ્યું.

"આપણે કેટલુંક દૂર જવાનું છે ?"

"હજી અર્ધો કલાક લાગશે."

"આપણે મોડામાં મોડા પાંચ વાગે પાછા ઠેકાણે પહોંચી જવું જોઇએ." કૃષ્ણાએ કહ્યું.

"જરૂર પહોંચી જશું."

અગોચર રસ્તો, ખાડાખઇઆ, કૃષ્ણાના પગ ઉઘાડા હતા, છતાં એ ઝપાટાબંધ ચાલી જતી હતી. જે મિત્ર ફરી મળશે કે કેમ તે શંકા હતી, એવો ઉમારી અર્ધા કલાક પછી મળશે એ વિચારે આનંદથી એનાં રૂંવાડાં ઊભાં થયાં, જાણે હમણાં નીચે ઊતરી પડીને ઉમારીને મળવા દોડયાં જશે.

પણ એ આનંદ ઝાઝી વાર ટકયો નહિ. કૃષ્ણાને મા વિનાનો, બાપ વિનાનો દુઃખી ઉમારી યાદ આવ્યો, કૃષ્ણા વિચારવમળમાં પડી. મુસાફરીમાં ઉમારી અમ્માની વાત કરતાં ધરાતો નહિ, ઘેર જઇને અમ્માની માફી માગવાની એ વાત કરતો હતો. ઘરમાં અમ્માને નહિ જોઇ હોય ત્યારે એની શી દશા થઇ હશે ? એ વખતે એને કોણે છાનો રાખ્યો હશે ? એને બહેન પણ નથી કે જે આંસુ લૂછે, પડખામાં બેસાડી આશ્વાસન આપે. બાપ હતા તે જેલમાં પૂરાયા.' આ વિચારમાં કૃષ્ણાનો આનંદ ઓસરી ગયો.

"બસ, ઊભાં રહો બહેન " આદમે કહ્યું.

કૃષ્ણાની વિચારમાળા તૂટી, અઘોર જંગલની ભીષણતાનો એને ખ્યાલ આવ્યો. સામે જ એક ઊંચું ઝાડ હતું. ચાર જણ પરાણે બાથમાં લઇ શકે તેવું જાડું એનું થડ હતું. આદમ નીસરણીનાં

પગથિયાં ચડે તેમ ઝાડ પર ચડયો, દોઢેક માથોડું ઉપર ગયો. થડમાં નીચેથી ન જોઈ શકાય તેવું સોંસરું કાણું હતું. આદમે મજબૂત વાંકો સળિયો કાણામાં ભરાવ્યો, અને તરબૂચની ડગળી કાઢે તેમ એક ચોરસહાથ ડગળી ખેંચી કાઢી ! ડગળીની અંદરના ભાગમાં સહેલાઇથી પકડી શકાય તેવો હાથો બનાવ્યો હતો. આદમે કૃષ્ણાને ઉપર ચડવા ઇશારત કરી. કૃષ્ણા ઉપર ચડી. થડમાં અંદરના ભાગમાં નજર કરે તો વેંતએક જાડી દોરીની નીસરણી લટકાવી છે. ધીરે રહીને કૃષ્ણા અંદર સરકી ગઇ. પાછળ આદમ ઊતર્યો. કબાટ બંધ કરે તેમ અંદરથી ખેંચીને ડગળી બંધ કરી દીધી. નીસરણી ઊતર્યા પછી આદમ આગળ ચાલ્યો. એના હાથમાં વીજળીની બત્તી હતી. ભોંયરું ઊંડું હતું, છતાં હવા ચોખ્ખી આવતી હતી. થોડી વાર ચાલ્યા પછી આદમે કહ્યું: "તમે અહીં ઊભાં રહો, હું ઉમારીભાઇને ખબર આપી આવું."

રાહ જોઇ જોઇને ઉમારી ઘડીક પહેલાં જ ઊંઘમાં પડયો હતો. આદમે હાથ અડાડયો ત્યાં તે જાગી ગયો. "કૃષ્ણાબહેન આવી ગયાં ?"

"હા."

ઉમારી દોડતો સામે આવ્યો. ચાર આંખ એક થતાં બન્ને ભેટી પડયાં. પળ વાર કોઇ બોલ્યું નહિ. થોડી વારે ઉમારી બોલ્યો: "તું આવી તે બહુ સારું કર્યું. કૃષ્ણાબહેન, મને બમણું જોશ મળ્યું."

"તમારી શ્રદ્ધા એવી બળવાન છે કે અણધારી મદદ આવી મળે."

"અરે આદમ ! કોફી મૂક. જો, કૃષ્ણાબહેનનો સાદ ભારે બોલે છે" ઉમારીએ કહ્યું. એની પાસે હિંદથી આવેલા મિત્રના સ્વાગત માટે એથી વિશેષ સાધન–સામગ્રી કે અવકાશ નહોતો.

"પણ મારે પાંચ વાગે પાછા પહોંચવું જોઇએ" કૃષ્ણાએ કહ્યું. આટલે લાંબે દિવસે મળેલા પ્રાણપ્રિય દોસ્ત સાથે બે ઘડી નિરાંતે વાત કરવાની ઇચ્છાને એના કર્તવ્યભાને રોકી રાખી.

"હવે પાંચ ને સાત. ત્યાં કોણ મારી નાખે છે!" ઉમારીએ સ્વાભાવિક બેપરવાઇથી કહ્યું.

"મારી ઓરડીમાં કોઈ જુએ અને મને ન દેખે તો નાહકની પંચાત થાય."

"પંચાત શેની? મામુદ જવાબ દઇ દેશે કે કૃષ્ણાબહેન જંગલ ગયાં છે!"

"બે કલાક સુધી?"

"તો કહેશે શિકારે ગયાં છે."

"ઠીક ચાલો. ચર્ચામાં તમને નહિ પહોંચાય. હવે મુદ્દાની વાત કરો. મારે હવે શું કરવાનું છે? મારી મુસાફરીની હકીકત તો તમે જાણો છો."

"હા, જાણું છું. આખા પૂર્વ આફ્રિકામાંથી મારા ધારવા પ્રમાણે અત્યારે આપણને મદદ કરે તેવા પાંચસો જુવાનો ઓછામાં ઓછા નીકળશે."

"કદાચ એટલા નીકળશે."

"એ બધાનાં નામઠામ તમારે મેળવી લેવાં."

"નામઠામ તૈયાર છે."

"બહુ સારું. એ લોકોને પોતપોતાના પ્રાંતમાં જ કામ કરવાનું છે. જંગલમાંથી અને ગામોમાંથી પોતાની નવી ટુકડીઓ ઊભી કરે, પચીસ પચીસની ટોળીઓ બંધાઇ જાય; એ લોકોને સંતાવા માટે સુરક્ષિત સ્થાન તમારે જાતે જોઇ આવવાં. દરેક પ્રાંતમાં પરદેશીઓના થાંબા કેટલા છે? એ લોકોનું રક્ષણ કોણ કરે છે? લશ્કરી છાવણીઓ ક્યાં ક્યાં છે? છાવણીમાં સિપાઇઓ કેટલા

રહે છે? હથિયારો કઈ જાતનાં છે? શહેરોમાં બૅંકની અંદર અને મોટી પેઢીઓમાં નાણું કેટલું છે? આપણે નાસી છૂટવું હોય તો કેવી કેટલી અને ક્યાં સગવડ છે?—વગેરે બધું વિગતવાર તમારે જોઈ લેવું." ઉમારીએ વ્યૂહરચના કરી.

"બરાબર. પછી?"

"પછી આપણા જુવાનોને તમારે બધી પરિસ્થિતિનો વિચાર કરીને હુકમો આપવાના." ઉમારીએ કૃષ્ણાને રણભૂમિના સેનાપતિની જવાબદારી સોંપી.

"ઠીક ત્યારે, હું એક વાર ચક્કર લગાવી આવું. પછી આપણે પ્રથમ હલ્લાની તારીખ વગેરે નક્કી કરશું." કૃષ્ણાએ કહ્યું.

"કબૂલ." ઉમારીએ સંમતિ આપી. પૂછ્યુંઃ "અમે અહીં બેઠા શું કરીએ તે કહો."

"તમારે આસપાસના જંગલના બને તેટલા લોકોને તૈયાર કરવા, છાપાંમાં લખાણ મોકલ્યા કરવાં. પત્રિકા માટે......"

"કૃષ્ણાબહેન!" ઉમારીએ વચ્ચે જ કહ્યુંઃ "આપણે અહીં એક મશીન લાવીએ તો?"

"એ કેમ બને? ઝાડના થડમાં ઉતારવું કેમ?"

"બીજી તરફ ખોદી કાઢીએ."

"એવું જોખમ ખેડવાની જરૂર નથી. નકામું આપણું સ્થાન છતું થઈ જાય."

"ઠીક ત્યારે, કાંઇ નહિ."

એટલામાં કૉફી તૈયાર થઇ ગઇ. કૉફી પીતાં ઉમારીએ કહ્યુંઃ "આજે વાસંતીદેવીને કાગળ લખું છું."

"તમારે એમની સાથે ઓળખાણ છે?"

"તમારા કરતાં વધારે."

"એમ?"

"હા. હું મુંબઇથી વિદ્યાલયમાં ગયો ત્યારથી વાસંતીદેવી

મારે વિષે બાના જુમ્માને પૂછ્યા કરતી. એને એમ થતું કે 'આ પરદેશી જુવાન છે ભાવનાશાળી, પણ એની ભાવના બર આવતી નથી.' આપણે લશ્કરી તાલીમ લેવા નીકળ્યાં તે પહેલાં અમે કેટલાક વિદ્યાર્થીઓ પ્રજાસંઘનાં કાર્યાલયો જોવા ગયા હતા. ત્યાં સરદાર ભગતસિંગની છબી જોઇ મારું લોહી ઊકળી આવેલું, તે વખતે વાસંતીએ મને શાંત કરેલો. એણે એમ પણ કહેલું કે તમે દેશમાં જઇ સ્વાતંત્ર્યની લડત ઉપાડો ત્યારે મને લખજો, હું મદદ કરીશ." ઉમારી ભૂતકાળનાં સ્મરણ તાજાં કરતાં જરા ઊંડો ઊતરી ગયો.

"તો શું વાસંતીદેવી મદદે આવશે એમ તમારું માનવું છે? એ તો પ્રજાસત્તાકનાં સ્વદેશસચિવ થયાં છે."

"હું જાણું છું."

"તો પછી મદદ માટે લશ્કર મોકલશે એમ લાગે છે?"

"ગમે તે રીતે મદદ કરશે. હું બીજું કાંઈ ન જાણું. ઇરાન, અફઘાનિસ્તાન અને ઇજિપ્ત જેવા નામની ઓળખાણવાળાઓને લખ્યું છે તો વાસંતીદેવી જેવાં મિત્રને કેમ ન લખવું?"

"લખો, મને વાંધો નથી. આપણા પ્રણામ લખજો. બાના જુમ્માને લખવાના કે નહિ?"

"નહિ. એક વાર લખ્યું, બસ. હવે આવવું હોય તો આવે."

"એ બધા અહિંસાવાદી કહેવાય!" પાસે ઉભેલા આદમે કટાક્ષમાં કહ્યું.

"એ વાત પણ સાચી." કૃષ્ણાએ ટેકો આપ્યો.

"આદમ, હવે આપણે ચાલશું?" ઘડિયાળ સામે નજર જતાં કૃષ્ણાએ કહ્યું.

"હવે જવાય છે. કેટલા વાગ્યા? હજી તો ત્રણ જ થયા છે. પાંચ વાગે નીકળજો." કહી ઉમારીએ કૃષ્ણાના હાથમાંથી ઘડિયાળ લઈ લીધી.

"ના, ના. પાંચે બહુ મોડું થઈ જાય." કૃષ્ણાએ ઉતાવળ કરી.

"તો ચારે જજે." ઉમારીએ સમાધાન કર્યું. પાંચ મિનિટ નહિ થઈ હોય ત્યાં ઉમારી બોલી ઊઠયો:

"કૃષ્ણાબહેન ! તું 'જાઉં જાઉં' કરે છે, પણ આ એક અગત્યની વાત તો રહી જાત."

"કઇ ?"

"તમારે નૈરોબીમાં એક ખાસ કામ કરવાનું છે. જેટલા મુસાફર આવે—અમેરિકા, યુરોપ, એશિયા વગેરેના—એ બધાને મળી આફ્રિકાની વાત કરવી, ખુલ્લી રીતે નહિ પણ એ લોકો એવી અસર લઇને જાય કે પોતાના દેશમાં જતાંવેંત પોતાનાં સંસ્મરણો સાથે આફ્રિકામાં અંગ્રેજોના ચાલતા અત્યાચારોને વખોડી કાઢે. આ કામ ખાસ કરવાનું."

"જરૂર કરીશ. બીજું કાંઇ ?"

"સવાર સુધી રહે તો બીજું ઘણું સાંભરે."

થોડી વારે ખોટું ખોટું યાદ કરી કહે: "હા, બાપુની મુલાકાતે જઇ આવજે."

"મને મળવા ન દે."

"કંઇક યુક્તિ કરવી."

"ઠીક. ગમે તેમ કરી મળીશ. પછી કંઇ ?"

"મારે માટે થોડીક હિંદી રોટી મોકલજે." હસતાં હસતાં ઉમારીએ કહ્યું.

"એ તો હમણાં આદમ સાથે મોકલાવી આપું, મારી પાસે ઘણી છે." ઉમારીને સાચે જ ખાવી હશે ધારીને કૃષ્ણાએ કહ્યું.

ચાર વાગ્યા. કૃષ્ણા ઊઠી. આદમ તૈયાર થયો. કૃષ્ણાએ જતાં જતાં કહ્યું: "હવે પંદરેક દિવસ પછી આવીશ. મામુદ સાથે છે એટલે વાંધો નહિ આવે."

"કેમ, મામુદ કેમ છે?" ઉમારીએ સમાચાર પૂછયા.

"લહેર કરે છે."

ઉમારી નીસરણી સુધી વળાવી પાછો વળ્યો. કૃષ્ણા અને આદમ બહાર નીકળી સહીસલામત શાંબા સુધી પહોંચી ગયાં. બંગલો દૂરથી દેખાયો એટલે આદમ પાછો વળ્યો.

કૃષ્ણા ફરતી બધી વિદ્યાર્થિનીઓ વિંટળાઇ વળી, પૂછવા લાગી: "અમને શિકારે કેમ ન લઈ ગયાં?"

"કાલે લઇ જઇશ!"



૨૭

## બળવો ફાટી નીકળ્યો

"આપને પૂર્વ આફ્રિકાનાં કન્યા વિદ્યાલયોનું નિરીક્ષણ કરવા જવાનું છે. અમારી વ્યવસ્થાપક સભાએ કાલે ઠરાવ કર્યો છે." પર્યટનમાંથી પાછી ફરેલી કૃષ્ણાને લક્ષ્મીદાસે કહ્યું.

"જેવો આપનો હુકમ."

લક્ષ્મીદાસ શેઠે રજા લીધી, કૃષ્ણાએ મુસાફરીની તૈયારી કરી. મામુદ તૈયાર જ હતો.

આ વખતની મુસાફરીમાં કૃષ્ણાએ જેટલા જુવાન દેશની આઝાદી ઝંખતા હતા, સમજણપૂર્વક માતૃચરણે માથું આપવા તૈયાર હતા, તેમને મળી લીધું, ટુકડીના નાયક થઈ શકે તેવા તેજસ્વી જુવાનોને લઈ એના જ પ્રાંતમાં સુરક્ષિત સ્થાન જોઇ આવી. દશ દિવસમાં નૈરોબી આવી; શિકારને બહાને ઉમારીને

મળવા ગઇ. બન્નેએ સાથે બેસી યોજના ઘડી. પછી ઉમારીએ કહ્યું: "જુઓ, જંગલમાં થાંબા રાખીને પડેલા, અંગ્રેજ અને હિંદી, જર્મન અને ગ્રીક જે હાથ આવે તેને પૂરા કરવા, બનતાં સુધી જીવતા પકડવા, એમની માલમિલકત લૂંટી લેવી અને જંગલમાં ભરાઇ જવું."

"બરાબર." કૃષ્ણાએ મંજૂરી આપી.

"અને તે પ્રમાણે જ શહેરોનું." ઉમારીએ કહ્યું.

"ના, શહેરોમાં હમણાં કંઈ નહિ બની શકે. ત્યાં થોડી અથડામણ થવા સંભવ છે. શહેરોને પાછળથી લઇશું." કૃષ્ણાએ મતભેદ દર્શાવ્યો.

"એ તો એકબે ઠેકાણે ચમત્કાર થશે એટલે આખી સરકાર ખળભળી ઊઠશે. પછી તો લોહીની નદીઓ ચાલશે." ઉમારીએ ગુસ્સામાં આવી જઈ કહ્યું.

"આપણે બનતાં સુધી લોહી નથી વહેવડાવવું; લૂંટ કરીને નાસી જવું."

"એ તો થોડા દિવસ પછી તો ભેટો કર્યે જ છૂટકો છે." ઉમારી નિશ્ચયાત્મક ભાવથી બોલ્યો.

"એને માટે આપણે તૈયાર છીએ." રણભૂમિના સેનાપતિએ હિંમતથી કહ્યું.

તારીખ નક્કી કરી લીધી. એક જ દિવસે બને તેટલી વધારે જગાએ, એકસાથે ધડાકો થાય તેવી યોજના કરી. એ પ્રમાણે બધાં મથક ઉપર સૂચનાઓ મોકલી આપવામાં આવી.

*

મુકરર કરેલી તારીખ આડા આઠ દિવસ રહ્યા.

કૃષ્ણા નૈરોબી આવી ગઇ. ઉમારીએ એક ખરીતો બહાર પાડ્યો. એમાં પૂર્વ આફ્રિકાની સરકારને ખુલ્લી રીતે જણાવવામાં આવ્યું હતું કે "અમે અમારી પ્યારી માતૃભૂમિની સ્વતંત્રતા માટે

યુદ્ધ શરૂ કરીએ છીએ. એને લૂંટફાટ ગણી અવગણી નાખશો તો પસ્તાશો. માત્ર અમે મૂઠીભર છીએ એટલા માટે જ અમે લડવાની આ રીત પસંદ કરી છે. ખુદા કરશે તો એક વખત ખુલ્લા મેદાનમાં પણ આપણે ભેટશું." ત્રણે ગવર્નરોને એકેક નકલ મોકલી આપી. પૂર્વ આફ્રિકાનાં વર્તમાનપત્રો ઉપરાંત પરદેશનાં જાણીતા અખબારોમાં મોકલી. વિદેશી અખબારનવેશો આ જંગલી ગણાતા લોકોનું યુદ્ધ જોવા તથા તેમાં સહૃદયતાનો સૂર પુરાવવા નૈરોબી આવી પહોંચ્યા. ઇરાન, અફઘાનિસ્તાન, અરબસ્તાન અને ઇજિપ્તના પ્રતિનિધિઓ પોતે કઇ રીતે મદદ કરી શકશે તે જોવા આવી પહોંચ્યા. સૌને મન આ એક આશ્ચર્ય હતું.

ઉમારોએ પોતાના રહેઠાણ આસપાસથી પચાસેક જુવાનોની નાનકડી ટુકડી ઊભી કરી અને તેની સરદારી સલીમને આપી. સલીમ બાહોશ અને સાહસિક જુવાન હતો. બધા દોસ્તોમાં એની ચતુરાઇ અને હિંમત ચડિયાતાં હતાં. સલીમને નૈરોબીના પ્રસિદ્ધ જમીનદાર અને જંગલખાતાના અધિકારી મિ. પિન્ટોનો બંગલો ફાડવાનો હતો. શહેરથી દશ માઇલ દૂર કોફીના શાંબા વચ્ચે સાહેબનો બંગલો આવેલો હતો. સલીમ નૈરોબી ઊપડયો.

રાતના અગિયારનો અમલ થયો. સલીમ ટુકડી સાથે બંગલાના પાછળના ભાગમાં આવી લાગ્યો. મિ. પિન્ટો સૂવાની તૈયારી કરતા હતા. બાળક અને પત્ની હમણાં જ સૂતાં હતાં. બહાર આંગણામાં 'બૉય' પડયો હતો. સલીમ ધીરે રહીને આગળ આવ્યો, જુએ તો બૉય સૂતો છે. એ બિચારો તદ્દન નિર્દોષ. એના ઉપર હાથ ચલાવતાં સલીમનો હાથ અચકાયો, દોઢ હાથ લાંબો અને આઠ આંગળ પહોળો તીક્ષ્ણ છરો તોળીને એ ઘડી વાર ઊભો રહ્યો. 'શું કરું? જો જીવતો પકડવા જઇશ તો બૂમો પાડશે, સૌને જગાડશે. નિમકહલાલ બૉય વગર બોલ્યો

ઝબ્બે નહિ થાય,' સલીમે મન મજબૂત કર્યું; માતૃભૂમિનું સ્મરણ કર્યું, અને વાર કર્યો: એક ઘા ને બે કટકા! ગરેડી જેવું ડોકું એક તરફ જઇ પડયું. લોહીનો ધોરીઓ ચાલ્યો. બોયને પૂરો કરી, સલીમે ઇશારતથી બધાને આગળ બોલાવ્યા. દશ જણને સાથે રાખી બાકીનાને બંગલા ફરતા ચોકી કરવા ઊભા રાખ્યા.

બારણું અંદરથી બંધ હતું. સલીમે ધીમે રહીને બારણા ઉપર ટકોરા માર્યા. અંદરથી અવાજ આવ્યો: "કોણ છે? ખોલું છું." પિન્ટોએ અર્ધું બારણું ખોલ્યું ત્યાં સલીમ જોર કરીને અંદર ધસી ગયો. કૂદીને પિન્ટોને ગળે બાઝયો. દશ જણા એની ફરતા ફરી વળ્યા. અચાનક હલ્લાથી પિન્ટોના હોશકોશ ઊડી ગયા, ગળું સખત દબાયાથી એની આંખો ઊંચે ચડી ગઇ. અવાજ સરખો નીકળી ન શકયો; પરંતુ પિન્ટો અને સલીમ પછડાયા તેના ધડાકાથી એ રડો ગાજી ઊઠયો અને પિન્ટોની પત્ની જાગી ગઇ. દોડતી બહાર આવી. જુએ તો લૂંટારા! તમંચો લેવા પાછી ફરે છે એવામાં બે જણે પકડી લીધી. નાનકડો છોકરો ગભરાટમાં આંખો ચોળતો બહાર દોડયો આવ્યો. તેને પણ ઝાલી લીધો. ઉમારીની સૂચના પ્રમાણે કોઇના ઉપર હથિયાર ન ચલાવ્યું.

સલીમે પિન્ટોની છાતી ઉપર બેસીને ગળું છોડી દીધું. પૂછયું: "તિજોરીની ચાવી કયાં છે?"

"તિજોરીમાં પૈસા નથી."

"અરે ન કેમ હોય? જાઓ, આખો બંગલો ફરી વળો, જ્યાં દેખો ત્યાંથી પૈસો ઉઠાવી લો." સલીમે હુકમ કર્યો.

ચાર જણા દોડયા. બંગલો આખો વિંખી નાખ્યો. પિન્ટોના ખિસ્સામાંથી થોડીક નોટો નીકળી, બાકી કાંઇ હાથ ન આવ્યું. પછી ત્રણેને વારા ફરતી દોરડે બાંધ્યાં. ઉપાડીને આનંદના પોકારો કરતા જંગલમાં અલોપ થઇ ગયા.

બીજે દિવસે જંગલ ખાતાની કચેરીનો પટાવાળો બારણે ઊભો વાટ જુએ છે. 'આઠને ટકોરે હાજર થનાર સા'બ સાડાઆઠ થયા તો પણ કેમ ન આવ્યા?' કારકૂનો બધા પત્રક ઝાલીને બેસી રહ્યા. નવ વાગ્યા છતાં પિન્ટો સાહેબનો પત્તો ન લાગ્યો, એટલે અવલ કારકૂને બંગલે ફોન કર્યો. જવાબ કોણ દે? અર્ધો કલાક માથાકૂટ કર્યા છતાં ઉત્તર ન મળ્યો. જાતે મોટરસાઇકલ લઇ બંગલે ગયો. જુએ તો 'બોય' આંગણામાં બે કટકા થઇ પડયો છે! બંગલો ખાલી છે! વસ્તુઓ વેરણછેરણ પડી છે. કારકૂન દિગ્મૂઢ બની ગયો. ફોનને કોઇ અડયું નહોતું. તરત જ પોલીસ થાણે ફોન કર્યો: "પિન્ટો સાહેબનો બંગલો વિંખાયેલો પડયો છે, બોયનું મડદું આંગણામાં પડયું છે! સાહેબ, મેમ સાહેબ કે છોકરો કોઇ બંગલામાં નથી. જલદી પોલીસ મોકલો."

ઇન્સ્પેકટર દોડતો આવ્યો. જુએ તો મામલો ગંભીર. જરૂરી તપાસ કરી, બંગલે પોલીસ બેસાડી, ઇન્સ્પેકટર શહેરમાં આવ્યા. સુપરિન્ટેન્ડન્ટને હકીકત જણાવવા ગયા. વાત શરૂ કરે તે પહેલાં તો સુપરિન્ટેન્ડન્ટે કહ્યું: "મોમ્બાસાથી તાર છે. લૂંટારાઓ નેશનલ બેંક તોડી ત્રણ લાખ શિલિંગ ઉઠાવી ગયા." ઇન્સ્પેકટર વિચારમાં પડી ગયો. ત્યાં કંપાલાથી તાર મળ્યો: "જાપાની વેપારીનું ખૂન કરી ધાડપાડુઓ હાથ આવી એટલી મિલકત ઉઠાવી ગયા છે."

એક કલાક પછી માંઝાથી ચોંકાવનારા ખબર મળ્યા: "ગઇ રાતે જંગલીઓની એક મોટી ફોજ શહેર ઉપર ચડી આવી, અમલદારો અને વેપારીઓનાં ઘર તોડી અંદર ઘૂસી ગઇ! કેટલાકને ઠાર કર્યા, કેટલાકને જીવતા પકડયા. આખી રાત લૂંટ અને કતલ ચાલુ રહ્યાં, લશ્કરની મદદથી મામલો કાબૂમાં આવતો જાય છે. ધાડપાડુઓના ત્રણ માણસો માર્યા ગયાં છે, ચાર પકડાયા છે. બાકીના નાસી છૂટયા છે. બજારો ઉજ્જડ છે. લોકોમાં ગભરાટ ફેલાયો છે."

અને દારેસલામના તારસમાચારે બન્ને અમલદારો ઠરી ગયા: "ગઇ રાતે ભયંકર બનાવ બની ગયો. જંગલીઓ એકાએક હલ્લો લઈ આવ્યા. શાંબાઓના બંગલાઓ બાળી નાખ્યા, બળતા ઘરમાંથી નાસતા સદ્‌ગૃહસ્થોને પકડી પકડીને માર્યા. કેટલાકને ઉપાડી ગયા. લશ્કર આવી પહોંચતાં બધા જંગલમાં ભરાઈ ગયા. આ લોકોએ આમ શા માટે કર્યું તે અમને સમજાયું નથી. એમની પાછળ એક શાહી ફોજ દોડાવવામાં આવી છે."

એકંદરે દશ જગ્યાએ દંગો થયો. છાપાવાળાઓએ સાંજ સુધીમાં મળ્યા તેટલા સમાચાર લઇ છાપી માર્યા. પરદેશોમાં કેબલ પહોંચી ગયા. અમલદારોએ મનમાં સમજી જવા છતાં થપાટ મારીને મોઢું લાલ રાખ્યું. કહે છે: "જંગલીઓએ તોફાન કર્યું લાગે છે!"

આવું તોફાન પૂર્વ આફ્રિકામાં પરદેશીઓ વસ્યા પછી આ પહેલું જ હતું. એની ગંભીરતાનો ખ્યાલ કરી ગવર્નરની કાઉન્સિલ અને શહેરરક્ષણના અમલદારો મસલત કરવા લાગ્યા. બધી જગ્યાએથી વિગતવાર તારો આવ્યે જતા હતા. કોઇ પણ જગ્યાએ લૂંટારૂની ટોળી હાથ આવી ન હતી. ખાસ કરીને અમલદારોને જીવતા પકડી જનારાઓએ ખૂબ ચિંતા ઊપજાવી હતી.

પ્રજાજનોના ગભરાટનો પાર ન રહ્યો, ખાસ કરીને પરદેશી પૈસાદારોનો જીવ ઊંચે ચડી ગયો. બેંકમાં નાણાં સલામત ન રહ્યાં તો ઘેર કેમ રહેશે? જાન બચાવવાની પણ ફિકર થવા લાગી. શાંબામાં રહેતા તે શહેરમાં આવી ગયા. કેટલાકે પહેલે વિમાને સ્વદેશ જવાની તૈયારી કરી. આખા પૂર્વ આફ્રિકામાં ફરી એક વાર હાહાકાર મચી ગયો.

કૃષ્ણા છાપું વાંચતી હતી એ વખતે જો કોઇ હોશિયાર છૂપી પોલીસ હોત તો તેને કેદ કરત. આવા ખેદજનક અને

ચોંકાવનારા ખબરો વાંચતાં એનું મોઢું હસું હસું થઇ રહ્યું હતું. બધી જગ્યાના તાર જોઈ, મામુદને સાદ માર્યો. મામુદ હાજર થયો.

" તેં છાપું વાંચ્યું કે ? " ધીમે સાદે કૃષ્ણાએ પૂછયું.

" જી હા. "

" માંઝામાં કોણ હતું ? એણે ઠીક ન કર્યું."

" વલી હતો. એ જરા ઉતાવળિયો છે. બહુ નુકસાન જો કે નથી થયું, ત્રણેક ઘાયલ થઇ પકડાયા, ચારેક મરાયા છે. " મામુદ નજીવી વાત કરતો હોય તેમ બોલ્યો.

" તું ન સમજ્યો. આપણા માણસો દુશ્મનને હાથ જાય, એટલે એમના ઉપર ન ગુજરવાના સીતમ ગુજરે. એમની પાસેથી બધી હકીકત પોલીસ મેળવી શકે અને આપણી બાજી ઊંધી વળે. મને, તમને અને ઉમારીભાઇને તોપને મોઢે બાંધે, ખબર છે ? "

" એ વાત સાચી. "

" કાસીમને કઇ બાજૂ મોકલ્યો છે ? "

" સલીમની પાછળ. "

" કાસીમ પાસે કેટલી પોલીસ હશે ? "

" પચાસ."

" ગોરા ખરા કે ? "

" માત્ર બે ગોરા છે. "

" ત્યારે જખ મારે છે. "

કાસીમ ઉમારીનો ગોઠિયો હતો. સી. આઇ. ડી. ખાતામાં વિશ્વાસપાત્ર માણસ ગણાતો. અધિકારીઓનો પ્રિય થઇ પડયો હતો. આ વખતે કાસીમને બોલાવી તેના અધિકારીએ કહ્યું: " જો તું મિ. પિન્ટોને જીવતા પાછા લઈ આવીશ તો દશ હજાર શિલિંગ ઈનામ આપીશ. "

"ખુદા સૌની નેક રાખશે" કહી કાસીમ પિન્ટોને ઉપાડી જનારાઓની પાછળ પડયો હતો.

"હવે બીજી જગ્યાઓના ખબર કઇ રીતે મેળવશું ?" કૃષ્ણાએ પૂછ્યું.

"રાતની ગાડીમાં માણસો આવવા જોઈએ."

"ઉમારીભાઇ પાસે કોને મોકલીશું ?"

"કમાલ આવ્યો છે તે જશે."

"ઠીક ત્યારે, તું શહેરમાં આંટો મારી આવ."

*

કમાલ આવ્યો ત્યારે ઉમારી ઊંઘતો હતો. આદમ ઓશીકે ફાનસ રાખી સૂતો સૂતો વાંચતો હતો. કમાલ આવીને ખાટલે બેઠો.

"ભાઈ ઊંઘે છે ?" કમાલે પૂછયું.

"હજી હમણાં જ સૂતા. બહુ અગત્યના સમાચાર છે ?"

"સલીમ તમને મળી ગયો કે નહિ ?"

"એ પોતે તો શી રીતે મળે ? પણ સમાચાર મળી ગયા."

"કયાં છે ?"

"એની અસલ જગ્યાએ."

"સાહેબને ય ત્યાં રાખ્યા ?"

"હા, એમાં શી હરકત છે ? ખાવાપીવાનું સુખ છે. ઘણા દિવસ માલમલીદા ઉડાવ્યા, હવે થોડા દિવસ કેળાં બાફીને ખાશે. એ તો ઠીક, બીજી જગ્યાના શા નવીન છે ?"

કમાલે બધી વાત કહી. આદમ ખુશ થયો. અવાજ સાંભળીને ઉમારી જાગી ઊઠયોઃ

"કોણ કમાલ ?"

"જી હા."

"તમે તો કમાલ કરી ! બિચારા પીન્ટોનું હરણ કરી ગયા ? ઠીક કર્યું, ચાલો, કૃષ્ણાબહેન શું કરે છે ?"

"છોકરીઓ ભણાવે છે!"

"એમ કે? સીધી વાત કર, નકામો વખત ન જાય."

"રાતની ગાડીમાં કંપાલા અને મોંબાસાથી બે જણ આવ્યા હતા. કૃષ્ણાબહેનને માંઝા બોલાવે છે."

"કૃષ્ણાબહેન અહીં આવીને જશે ને?"

"ના. હમણાં તેઓ આઠ દિવસ વિદ્યાલય છોડવાનાં નથી."

"એ બરાબર છે. માંઝાનું શું કરશે?"

"મામુદભાઇ જઇ આવશે."

"એ પણ બરાબર. હમણાં જરા ધ્યાન રાખીને ફરવું. તને આવતાં કેવીક મુશ્કેલી નડી?"

"બહુ હેરાન થઈ ગયો. બે વાર તો માંડ બચ્યો. એક ચિત્તો મારીને ઢસરડતો આવતો હતો. લંગોટીભર હતો ત્યાં રસ્તામાં ટુકડીનો ભેટો થયો. બીજાએલા ગોરા માણસ દેખે કે ગોળીએ વિંધે છે. પણ માહિતી મેળવવા મને પકડયો. ચિત્તો આંચકી લીધો. દમ ભરાવીને પૂછવા લાગ્યા: 'ક્યાં છે લૂંટારા?' મેં કહ્યું: 'મને શી ખબર? હું તો શિકાર કરીને આવું છું.' મને કહે: 'ક્યાં છે તારો જુમ્બો? સળગાવી દઈએ. તારી બીબીને અને છોકરાંને મારી નાખીએ; નહિતર સાચું બોલી દે, ક્યાં છે લૂંટારા?' મેં તો એકનો એક જવાબ દીધો. એટલે એમાં એક આપણો દેશી પોલીસ હતો, અમલદાર જેવો લાગતો હતો, એ કહે: 'કોઇ જંગલી જેવો લાગે છે, ભૂત જેવાને કાંઇ ભાન નથી, કાઢી મૂકો.' મને છોડી મૂકયો."

"એ દેશી અમલદાર કેવડોક હતો?" ઉમારીએ પૂછ્યું.

"ત્રીસેક વરસનો."

"જાડો અને ઠિંગણો હતો?"

"હા, એવો જ હતો."

ઉમારી સમજી ગયો કે એ કાસીમ જ હોવો જોઇએ. એને નિરાંત વળી. કમાલને કહ્યું: "ઠીક, ત્યારે તું જા. કૃષ્ણાબહેન અઠવાડિયા પછી મળી જાય એમ કહેજે. આ લખાણ અને કાગળો હમણાં આઠ દિવસ ભલે પડયા."

કમાલ સલામ કરી ચાલ્યો ગયો. ઉમારી માથે ઓઢીને નિરાંતે સૂતો.



## ૨૮

## ' ધન્નાસિંહ '

આઠ દિવસમાં દેશનું વાતાવરણ પલટાઇ ગયું. ચોમેર યુદ્ધનાં અને બળવાનાં નિશાન જણાવા લાગ્યાં. આફ્રિકન જુવાનો ફાવે તેમ બોલવા લાગ્યા. અમલદારોની દોડધામનું પરિણામ મીંડું આવ્યું. બળવાખોર હાથ ન લાગ્યા. કેનિયાનો ગવર્નર પોતાના હોમમેમ્બર સાથે મંત્રણા કરવા લાગ્યો. ગવર્નરે પૂછ્યું: "આ બધાના મૂળમાં કોણ છે?"

"હુસેનનો છોકરો."

"છોકરો કેવડો છે?"

"નવજુવાન: બહુ હોશિયાર છે, એશિયાની સફર કરી આવ્યો છે. મુસ્લીમ દેશો સાથે ગાઢ સંબંધ ધરાવે છે."

"મને તો લાગે છે કે આ ઊગતો શત્રુ નહિ દબાય તો પૂર્વ આફ્રિકા હાથથી જશે." ગવર્નરે કુશંકા કરી.

"આપની એ શંકા સો ટકા સાચી છે."

"ત્યારે તમે શાં પગલાં લેવાં ધાર્યાં છે?"

"ઉમારીને પહેલી તકે પકડી લેવો. બાકીનાને દાબી દેવા. યુગાન્ડા અને ટાંગાનિકામાં એની શાખાઓ છે એને દબાવતાં વાર નહિ લાગે."

"બરાબર."

"અને એક બીજું કરવાનો છું. સાંભળવા પ્રમાણે ઉમારી નૈરીના જંગલમાં ભરાઈ બેઠો છે. એ જંગલ કાપવાનો ઇજારો આપી દઇએ."

"એ રસ્તો પહેલા નંબરનો છે." ગવર્નરે સહર્ષ કહ્યું.

"અરે કાલ સવારે દાબી દઇએ, એના શા ભાર છે! હજી ખડતલ બ્રિટિશ પ્રજાનાં કાંડાબાવડાં સાબૂત છે." ગર્વમાં હોમ મેમ્બર ઊઠયો.

ગવર્નરને વિચાર કરતો રાખી પોતે ચાલ્યો ગયો.

*

કૃષ્ણા શિક્ષકો સાથે વાત કરતી હતી ત્યાં મામુદ મારતી સાઇકલે આવ્યો. મામુદના ચહેરા પરથી કૃષ્ણા સમજી કે કાંઇક ઉતાવળનું કામ લાગે છે. શિક્ષકોને રજા આપતાં કહ્યું: "તમે જાઓ હમણાં. કલાક પછી આવજો. લક્ષ્મીદાસ શેઠે 'બોય' મોકલ્યો છે, મારે કદાચ બહાર જવું પડશે." શિક્ષકો ગયા એટલે મામુદે કહ્યું: "ગજબ થઇ ગયો!"

"શું થયું?"

"જંગલનો ઇજારો ધન્નાસિંહે રાખ્યો."

"કેમ લક્ષ્મીદાસે ન લીધો?"

"ના." મનની સ્થિરતા ગુમાવી મામુદ બોલ્યો.

"ધન્નાસિંહ તો પેલો પંજાબી કન્ટ્રાકટર છે તે જ ને?"

કૃષ્ણા ઠંડે કલેજે પ્રશ્નો પૂછતી હતી.

"હા, તે જ."

"ઠીક. એમાં શું થઈ ગયું?"

"અરે! કાલે જઈને એ બધાં ઝાડ તાબડતોબ કાપવાનો હુકમ આપી આવ્યો અને જંગલ કપાવા માંડયું છે." કૃષ્ણા વાતની ગંભીરતા કેમ સમજતી નથી, એમ ધારી મામુદ બોલ્યો. એના ચહેરા પર વિહ્વળતાનાં ચિહ્ન હતાં.

"એમાં તું આટલી બધી ચિંતા શા માટે કરે છે? ઉમારીભાઈનો કોઈ વાંકો વાળ કરી શકે તેમ નથી. જા, મોટર લઈ આવ. તું જ હાંકજે, ડ્રાઈવરનું કામ નથી. એક પંજાબી ગૃહસ્થને મારે બંગલેથી લઈ જવાના છે."

મામુદ નાખુશ થઈ મોટર લેવા ગયો.

કૃષ્ણા વિદ્યાલયના આચાર્ય પાસે ગઈ. આચાર્યના હાથમાં તાજો આવેલો હોય તેવો તાર મૂકી બોલી: "કંપાલા વિદ્યાલયની નિયામક સભામાં હાજરી આપવા મને બોલાવે છે. બે દિવસમાં પાછી આવી જઈશ. આપણી અધૂરી યોજના તમે પૂરી કરી નાખજો. મારે આવીને મજૂરી આપવી જ બાકી રહે."

કૃષ્ણા બંગલે આવી. મામુદ મોટર લઈ હાજર હતો. "પાંચ મિનિટમાં પંજાબી ગૃહસ્થને મોકલું છું" કહી કૃષ્ણા ઉપર ગઈ. મામુદ ખુશ થયો.

ધન્નાસિંહને લઈ મોટર નૈરોબીને રસ્તે ચાલી ગઈ!

સડકને કિનારે પોલીસચોકીમાં પડયા પડયા દસેક પોલીસ ખીચડું ખાય છે. લૂંટારાની શોધ કરતાં એમની પથ્થર જેવી પિંડીઓ પિંજેલા પોલ જેવી થઈ ગઈ છે. કેટલાક અખંડ ઉજાગરાઓથી નરમઘેંશ થઈ ગયા છે.

ઇરાદાપૂર્વક હકીકત જાણવા કૃષ્ણા થાણામાં ગઈ. નાયકે ઊભા થઈ સલામ કરી: "પધારો કન્ટ્રાકટર સાહેબ!"

ટુકડી નૂબીની હતી. નૂબી લડાયક કોમ ગણાતી. જેવા મસાઇ તેવા નૂબી. કૃષ્ણાએ વાત પરથી જાણ્યું કે બે ગોરા સોલ્જર સાથે પચાસેક પોલીસ ડુંગરે ડુંગર અને ઝાડનું પાંદડે પાંદડું જુએ છે. વળી બે અંગ્રેજ અને પાંચ પોલીસની બીજી એક ટુકડી આટલામાં ફરે છે. કંટ્રાક્ટર ગઇ કાલે આવ્યો હતો તે પણ જાણી લીધું. પોલીસોને થોડોક મેવો આપી કૃષ્ણા આગળ ચાલી.

જંગલ કાપનાર મજૂરોનાં ઝૂંપડાંમાં આવી. મુકાદમ દોડતો આવ્યો: "આપના કહેવા પ્રમાણે કાલથી કામ શરૂ કરી દીધું છે, બાના."

"કેટલા દિવસમાં આખું જંગલ કપાઈ જશે?"

"કાંઇ નક્કી ન કહેવાય."

"ઠીક, કઈ બાજૂથી શરૂ કર્યું છે?"

"ઊગમણી દિશાએથી." મુકાદમે નમ્રતાથી કહ્યું.

કૃષ્ણાએ મામુદ સામે જોયું. મામુદે આંખો ઢાળી.

"ઠીક છે. કામ ધમધોકાર ચલાવો. ઝાડની એક ડાળ પણ નકામી ન જવી જોઇએ. મુકાદમ, ભલે બે માસ વધારે થાય, સમજ્યા?"

"બહુ સારું સા'બ." મુકાદમે સલામ ભરી. મુકાદમ નવો હતો. ધન્નાસિંહને એક વાર જોએલો. એમાં પરદેશીનો ચહેરો યાદ રહેવો મુશ્કેલ એટલે એને વહેમ પણ ન ગયો.

મોટર પાછી ફરી. રસ્તામાં કૃષ્ણાએ પૂછ્યું: "મામુદ, આપણે ઉમારીભાઈ પાસે ક્યારે જશું?"

"આપ કહો ત્યારે."

"પલટણ ફરે છે એમાં પકડાઇ જઇએ તો?"

"તો ધોળ્યાં! દેશના નામ ઉપરથી."

"આજ રાતે વાત. પેટ્રોલ ભરી લેજે."

સાંજે કૃષ્ણાને જોઇને એક શિક્ષિકાએ પૂછ્યું: "કેમ તમે કંપાલા જવાનાં હતાં ને ?"

"લક્ષ્મીદાસ શેઠ કહે રાતે જજો."

શિક્ષિકાના મનનું સમાધાન થઇ ગયું.

રાતે આઠ વાગે મોટર તૈયાર થઇ. કૃષ્ણા મોટરમાં બેઠી. તેવામાં ગૃહપતિ નીકળ્યા: "ગાડી તો સાડાદશે જાય છે, અત્યારમાં કેમ ચાલ્યાં ?"

"શહેરમાં જરા કામ છે. ત્યાંથી સીધી જઇશ."

મામુદે મોટર મારી મૂકી.

"આજે આપણી ખરી કસોટી થવાની." કૃષ્ણા બોલી.

"જરૂર."

"તેં તમંચો લીધો કે ?"

નીચે જોસભેર ચાલી જતી નદી: ઉપર તૂટી પડવા માટે જ તોળાઇ રહી હોય તેવી બિહામણી કરાડ: વચ્ચે ડુંગરની પેટાળમાં મોટર દોડી જતી હતી. આવે વિકટ માર્ગે ભાગ્યે જ કોઇ રાત્રે નીકળવાની હિંમત કરે. પરંતુ આ આઝાદીના આશકોએ માથાં મૂકીને કામ હાથમાં લીધું હતું, એમને પોતાના જાનની પરવા નથી. એટલા માટે તો ઇશ્વર તેમના જાનનું રક્ષણ કરી રહ્યો છે. સો સવાસો માઇલ કાપ્યા પછી મામુદે મોટરને આડે માર્ગે વાળી, એક નાનકડી ટેકરી પર ચડાવી અને જોતજોતામાં બીજી બાજુ ઉતારી દીધી ! એવા જોસથી ઝાડીમાં ભરાવી કે પાછી કાઢતાં ભોં ભારે થાય. બન્ને ઊતરી પડયાં. મોટરનો નંબર કાઢીને બીજા જાળામાં ખોસી દીધો. ચાવી બંધ કરીને ખીસામાં મૂકી. સાવચેતીથી આગળ વધ્યાં.

આગળ મામુદ, પાછળ કૃષ્ણા. કાંટા–ઝાંખરાંમાં થઇને ચાલ્યાં. થોડું ચાલ્યાં હશે ત્યાં સામેની ટેકરી ઉપર તાપણા જેવું

દેખાયું. ફરતા ચાર પાંચ માણસ તાપતા હોય એવું લાગ્યું. મામુદે કૃષ્ણાના કાનમાં કહ્યું: "સબૂર." બન્ને ઊભાં રહ્યાં. તાપણું રસ્તામાં જ આવતું હતું. આગળ જવા માટે બીજો માર્ગ નહોતો. મામુદ આગળ જઈને રસ્તો જોઈ આવ્યો, કહ્યું: "કૃષ્ણાબહેન, આપણે પૂરા ફસાયા છીએ. પાછા ફરવું પડશે."

"કેમ ?"

"આપણો રસ્તો સામા ડુંગર પર થઈને જ જાય છે."

'ચાલો ને, એમાં શો ડર છે? તમારા જ ભાઈઓ હશે."

"આજ એની ખાતરી નહિ. પોલીસ હોય તો મોત થાય ને!"

મામુદને પોતાના કરતાં કૃષ્ણાની ચિંતા વધારે હતી. પણ કૃષ્ણાએ આજ સાહસ ખેડવા ધાર્યું હતું. એણે પાણીદાર મામુદને કહ્યું: "તારે ન આવવું હોય તો કાંઈ નહિ, હું એકલી જઈશ."

નછૂટકે મામુદ આગળ ચાલ્યો. એણે તમંચો બહાર રાખ્યો. કૃષ્ણા પૂરી સાવધ હતી. બન્ને ડુંગરની ટોચે આવી પહોંચ્યાં. પાંચ સાત પોલીસ બેઠા બેઠા તાપતા હતા. બે ગોરા તાપણા આગળ સૂઈ ગયા હતા. પોલીસોએ કૃષ્ણા અને મામુદને આવતાં જોયાં, દોડીને હથિયાર લેવા ગયા. કૃષ્ણાએ જોયું કે ભાગવાનો હવે વખત નથી. એણે પાસે આવી તમંચાનો ઘોડો દાબ્યો: થડ્ થડ્ થડ્ છ બાર કર્યા. બન્ને ગોરા ઊભા થવાનો પ્રયત્ન કરતાં જ લોથ થઈ ગયા. મામુદે હથિયાર લેતાં પોલીસો ઉપર બાર કર્યા. બે ઘાયલ થઈ પડયા, ત્રણ નાસી ગયા. એક ભાગતો પોલીસ મામુદને ગોળી ચાંપતો ગયો!

સદ્ભાગ્યે ગોળી મામુદના પગમાં વાગી. તરત કૃષ્ણાએ સાડી ફાડી પાટો બાંધી દીધો. ઉમારીનું સ્થાન માઈલભર નહોતું, કૃષ્ણાને ખભે હાથ મૂકી મામુદ ખોડંગતો પહોંચ્યો. મામુદને ઝાડ નીચે બેસાડી કૃષ્ણા ઉપર ચઢી. બારણું ખોલી અંદર ઊતરી.

"લો, આ કૃષ્ણાબહેન આવ્યાં." કહેતો આદમ સામે આવ્યો.

"આજ રાહ હતી." ઉમારીએ કહ્યું.

"બીજું બધું પછી. બહાર મામુદ ઘાયલ પડ્યો છે, પહેલાં એને અંદર લાવવો જોઇએ."

"કેવી રીતે ઘાયલ થયો?" આદમ અને ઉમારી ચમકીને બોલ્યા.

"ગોળી વાગી છે. આદમભાઇ, તું દોરડું લઈ જા. એને સીંચીને અંદર લઇ આવ. પછી બધી વાત કરું."

આદમ દોરડું લઇ ગયો. મામુદને લઈ આવ્યો. પણ ઝાડ નીચે લોહીના ડાઘ પડયા રહ્યા. ઝાડનું થડ લોહીથી ખરડાયું હતું. આદમને ઉતાવળમાં એ ખ્યાલ ન રહ્યો. ચકોર મામુદ પીડામાં શરતચૂક થઇ ગયો!

*

આદમે ઘા સાફ કરી પાટાપટી કર્યું. ત્યાં સુધી કૃષ્ણા અને ઉમારીએ બીજા હલ્લાનો કાર્યક્રમ ગોઠવ્યો. બીજો હલ્લો વધારે વ્યાપક અને વ્યવસ્થિત થાય તે માટે બધા જુવાનોને કૃષ્ણા ફરી વાર મળી આવે તેમ ઠરાવ્યું.

રાતના અઢી થવા આવ્યા. કૃષ્ણાએ મામુદને પૂછ્યું: "ગોળી વાગી છે તે ચાલી શકીશ ભાઈ?"

"ખુશીથી, આમાં શું છે?"

"નહિતર આદમને લઇ જાઓ." ઉમારીએ કહ્યું.

"ના, હું જઇ શકીશ. મને હવે પીડા નથી થતી."

"તો હરકત નહિ. હજી અર્ધો કલાક છે. આપણે ત્રણે નીકળીશું."

પરચુરણ વાતો નીકળી. કૃષ્ણાએ પૂછ્યું: "આ રીતે આપણે કેટલે વરસે સ્વરાજ મેળવશું?"

"બે વરસે."

"ખાતરી ?"

"એમાં શંકા જ નથી." આશાવાદી અને નિશ્ચયી ઉમારી બોલ્યો.

"હવે દિવસે દિવસે આપણું મળવાનું મુશ્કેલ બનતું જાય છે."

"એ તો લડાઇના મામલા એમ જ ચાલે." હમેશની બે-દર-વાઇથી ઉમારીએ કહ્યું.

"ના, પણ આ વખતે એમ થાય છે કે કદાચ ફરી ભેટો નહિ થાય."

"તો અત્યારથી રામરામ ! આપણે મોત સાથે તો રમત માંડી છે."

"એ ખરું, પણ મેં આજે એક નવી વસ્તુની શોધ કરી છે."

"કે ?"

"ભાઇઓ કરતાં બહેનોનાં દિલ વિશેષ કોમળ હોય છે. હું આજ સુધી પુરુષવેશ પહેરું છું પણ મારું દિલ તમારા જેટલું કઠણ નથી રહેતું. કારણ ગમે તે હોય ? તમે દોસ્તો છૂટા પડતી વખતે રામ રામ કરી ચાલતા થાઓ છો. મારામાં એટલી બેપરવાઈ નથી." કૃષ્ણા ઘડીભર બહેન બની ગઇ.

"આવતે સોમવારે હું નૈરોબી આવવા માગું છું." ઉમારીએ જાણી જોઇને આડી વાત કાઢી.

"શા માટે ?" કૃષ્ણાએ ચમકીને પૂછ્યું.

"લહેર કરવા."

"એવી લહેર નથી કરવી !"

"પણ આમ જીવતા દટાવાથી શો ફાયદો ? જરા બહારની ખુલ્લી હવા તો ખાઇએ !"

"બહારની હવામાં ગુલામી ભરી છે. સ્વાતંત્ર્યવાયુ વાય ત્યારે આવજો."

"મદ્રાસી પોશાક પહેરીને આવીશ." પોતાની લહેરમાં કૃષ્ણાનું વાક્ય ન સાંભળ્યું હોય તેમ ઉમારીએ ચલાવ્યું: "તમારા ભાઈનું નામ શું ?"

"શ્રીનિવાસ."

"બસ. શ્રીનિવાસ બનીને મોમ્બાસાવાળી ગાડીમાંથી ઊતરીશ. સ્ટેશને મામુદ તું સામો આવજે. તે દિવસે કૃષ્ણા બહેન! તું ભાઈબીજ કરજે." ઉમારી ખરેખરો ગમ્મતે ચડયો. કૃષ્ણા ખિજાઈ ગઈ.

"મારે ભાઈબીજ નથી કરવી. મારા સમ છે, ઉમારીભાઈ! તમે આવો તો!" જૂના જમાના પ્રમાણે સમ દઈને કૃષ્ણા ચાલતી થઈ.

આદમ મામુદને બહાર મૂકી ગયો. ધીરે ધીરે કૃષ્ણા અને મામુદ મોટર સુધી પહોંચ્યાં. અજવાળું થવાની તૈયારી હતી. મામુદે લોહીઆળો પોશાક બદલી નાખ્યો! કૃષ્ણાએ ખુરપાથી ઝાંખરાં કાપી મહામહેનતે મોટર બહાર કાઢી. ટેકરીને ચક્કર લગાવી સડકે ચડી ગયા, તે વહેલું આવે નૈરોબી.



૨૯

# આબાદ

બે અંગ્રેજ અને પચાસેક આફ્રિકન પોલીસની એક ટુકડી લૂંટારાની શોધમાં ફરે છે. આગલી રાતના ખુનીઓનો પત્તો મેળવવા તેઓ અધીરા થયા હતા. મામુદના પગમાંથી નીંગળતા લોહીના સગડ તેમને ઉમારીના ઝાડ સુધી લઈ આવ્યા. એક ચકોર પોલીસે થડ ઉપરના ડાઘ જોઈ કહ્યું: "લૂંટારા આખી રાત ઝાડ ઉપર બેસી રહ્યા લાગે છે." પણ કોઈને ઝાડનો ભેદ સમજાયો નહિ. સૌ આરામ લેવા ઝાડ નીચે પડયા.

ઉમારીએ આગ્રહ કર્યો: "આજ આપણે સલીમને મળવું જ જોઈએ." આદમે રાતે જવાનું કહ્યું તો કહે: "એવા બીકણ થવાથી રાજ્ય નહિ મેળવાય."

એક પણ શબ્દ બોલ્યા વિના આદમ આગળ ચાલ્યો. નીસરણીએ ચડી, બારણું ખોલ્યું. નીચે નજર કરે તો કાકા વાટ જોઈને જ બેઠા છે. એક ક્ષણમાં બારણું બંધ કરી આદમ ઊતરી ગયો. સામે આવતા ઉમારીએ પૂછયું: "શું થયું?"

"મોત આવ્યું!"

"કેમ?"

"ઝાડ નીચે પોલીસનું ધાડિયું બેઠું છે. મેં બારણું ખોલ્યું તે એક જણે જોઈ લીધું છે." આદમ અર્ધો ગભરાટમાં અને અર્ધો ઉમારી પરની રીસમાં બોલ્યો.

"ત્યારે હવે કફન મગાવો!"

બહારથી આવો મશ્કરીભર્યો જવાબ દઈ ઉમારી સંકટમાંથી પાર ઊતરવાની યુક્તિ શોધવા લાગ્યો.

"આદમ ! આ નીસરણી લઈ લે. અને ઝાડના મૂળમાં શિલા આડી મૂકી દે."

આદમે ઝપાટાબંધ નીસરણી લઇ લીધી. મૂળઆડી શિલા મૂકી દીધી. બન્ને વિચાર કરવા લાગ્યા. બીજો રસ્તો નહોતો.

"શું કરશું આદમ ?" ઉમારીએ પૂછ્યું.

"એ લોકો આવ્યા પહેલાં કાંઇક કરવું જોઇએ." આદમે કહ્યું.

"પ્રભુનું ભજન કરો, બીજું કાંઈ થઇ શકે તેમ નથી !"

ઘણો વિચાર કર્યા છતાં કાંઈ નવો માર્ગ ન સૂઝયો ત્યારે બન્ને બચાવનાં પૂરાં હથિયાર રાખી બેઠા. ઉમારીને એક વિચાર આવતાં કહેઃ "આદમ ! આ શિલા લઇ લે."

"કેમ ?"

"ઉપરથી કોઈ આવે તો પૂરો કરવાની મજા પડે."

"હા, એ પણ ઠીક છે."

આદમે શિલા ઉપાડી લીધી. પછી ઊંચી નજર રાખીને બન્ને જણ દુશ્મનની વાટ જોઇને બેઠા.

અહીં બહાર શું થયું ? બારણું ઊઘડીને બંધ થતાં એક પોલીસે જોયું તેવી જ એણે ઊભા થઇ બૂમ પાડીઃ "આ ઝાડમાં લૂંટારા છે."

"ક્યાં છે ?" કરતા એ ચાર જણ ઊભા થઇ ગયા.

"કાસીમ જમાદાર ! આખરે લૂંટારા પકડાઈ ગયા." એક ગોરાએ હર્ષમાં આવી જઇ કહ્યું.

"હજી વાર છે. એમ તો એ લોકો પહોંચેલા છે. શિયાળની માફક બે તરફ બારણાં રાખ્યાં હશે !" કાસીમે અર્ધો હરખ તોડી નાખ્યો.

"તો આપણે જલદી કાંઇક કરવું જોઇએ" કાસીમનું ફેવાડું ફરકતું નથી જાણી ગોરાએ ઉતાવળ કરી.

"હા, એ વાત સાચી. ચાલ, ઐય અલિ! તું ઉપર ચડ. જોઈ આવ કે એ બારણું શું છે?"

અલીએ ઉપર ચડી જોયું તો વચ્ચે કાણાવાળો લાકડાનો ચોરસ ટુકડો! કઇ રીતે ખેંચાતો હશે તે અલીની મોભાગ્ર બુદ્ધિમાં ઊતર્યું નહિ. નીચે આવી કાસીમને વાત કરી.

બન્ને અંગ્રેજ કાસીમ સામે જોઇ રહ્યા. દિલ દઈને કામ કરે માટે કાસીમને આ ટુકડીનો જમાદાર બનાવ્યો હતો. અને એ કાંઇ દગો ન કરે માટે બે અંગ્રેજ સોલ્જર મોકલ્યા હતા.

થોડો વિચાર કરી કાસીમે ડાહ્યું મોઢું રાખી કહ્યું: "આપણે શહેરમાંથી ચાર સુતાર અને કરવત મગાવો. ઝાડ કપાવી નાખીએ!"

"પણ અંદર ઊતરાય તેમ છે ને!"

"મને અંદર ઊતરવામાં જોખમ લાગે છે, છતાં તમે કહેતા હો તો એક જણને ઉતારીએ."

"હા, ઉતારી તો જુઓ" પોતાની વાત મંજૂર થતાં સોલ્જર રાજી થયો.

તારમહમદને ઝાડ ઉપર ચડાવ્યો. એ બહુ હોશિયાર હતો. સાથે લાંબો સળિયો લઈ ગયો. ઉપર ચડીને કાણામાં સળિયો ભરાવ્યો. વાંકો વળીને ડગળી ખેંચી કાઢી! નીચેથી બધાએ તાળીઓના અવાજે તારને વધાવી લીધો. તારમહમદે અંદર જોયું તો અંધારું ઘોર! ઊતરવાની હિંમત ન ચાલી. નીચેથી કાસમનો હુકમ આવ્યો: "કેમ શું જોઇ રહ્યો છે? પડ અંદર."

"અંદર ઊતરાય તેમ નથી."

"તો તો મહેનત અફળ જાય ને. ચાલ, તું નીચે ઊતરી જા. આ અલીને જ ચડવા દે."

અલી સપાટાબંધ ચડી ગયો. શરાતનમાં ને શરાતનમાં અંદર કૂદી પડયો. ધબકારો થયો તેવી જ સામેથી ગોળીઓ છૂટી. અલીની ત્યાં ને ત્યાં કબર થઇ ગઇ. ઉમારી ધીમેથી બોલ્યો:

"પગાર વસૂલ!"

"આ ઠીક લાગ આવ્યો છે. એક પછી એક ઊતરતા જાય ને આપણે ઠાર કરતા જઇએ." ઉમારીએ કહ્યું.

"અને ઝાડ કાપશે ત્યારે?"

"ત્યારે વળી જોયું જશે."

બન્ને જણુ બીજો દુશ્મન પડવાની રાહ જોઈ રહ્યા.

ઘણી વાર થઇ. અલી પાછો ન ફર્યો એટલે બહાદૂર તૈયાર થયો. ઉપર ચડીને કૂદી પડ્યો. પડતાંવેંત ઉમારીએ સ્વર્ગનું બારણું ખોલી નાખ્યું. બહાર ગોળીના અવાજ ચોખ્ખા સંભળાતા હતા. કાસીમે કહ્યું: "આમ તો આપણે બધા ખપી જશું."

"ત્યારે શું કરશું?" એક ગોરો ઢીલે મોઢે બોલ્યો.

"બસ, મેં કહ્યું તે. ચાર સુતાર ને કરવત મગાવો."

"નૈરોબી જવું પડશે. બે ત્રણ દિવસ નીકળી જશે."

"છૂટકો છે કાંઈ?"

"ત્યાં સુધી આપણે કોઈ બીજી જગ્યાએથી અંદર જવાય તેમ હોય તો તપાસ કરીએ."

"હા, એ કબૂલ." કાસીમે કહ્યું.

બે જણને તૈયાર કર્યા. કાસીમે જલદી આવવાનું કહી તાર-મહમદ સામે આંખ મીંચી. તાર અને એનો સાથી જંગલમાંથી બહાર નીકળી રસ્તે આવ્યા. એક ભાડૂતી ખટારો મળી ગયો તેમાં બેસી નૈરોબી પહોંચ્યા. ગોરાઓએ પોતે જશ ખાટવા ખાતર પોલીસ ઓફિસે ખબર પણ ન કહેવરાવ્યા. કાસીમને તો પડી જ નહોતી.

નૈરોબી આવી તારમહમદે ચાર સુતારને મોંમાગ્યાં નાણાં ઠરાવી તૈયાર કર્યા. ભાડૂતી ખટારો સીધો મળે તેમ નહોતું. ગાડીને ચાર કલાકની વાર હતી. સુતારને પોતાના સાથી સાથે સ્ટેશને પહોંચવાનું કહી તારમહમદ માને મળવા શહેરમાં ઊપડયો. એનો સાથી બિચારો કહેતો રહ્યો કે 'તને મોડું થશે.' તારે સાંભળ્યું નહિ.

તારમહમદ ભાડૂતી સાઇકલ લઈ સીધો કન્યાવિદ્યાલયમાં ગયો.

"કૃષ્ણાબ્માનો બોય કયાં મળશે ?" તારે એક છોકરીને પૂછ્યું.

"એને પગે વાગ્યું છે તે ઓરડીમાં સૂતો હશે."

"કયાં આવી એની ઓરડી? જરા બતાવશો, બહેન!"

"હા, ચાલો."

દૂરથી પોલીસને આવતો જોઈ મામુદ ખાટલામાં બેઠો થયો. પાસે આવતાં ઓળખી કાઢયો: "ઓહો તાર! તું ક્યાંથી ?"

કન્યા પાછી ગઈ એટલે તારે બધી વાત કરી. સાંભળીને મામુદનો શ્વાસ ઊંચે ચડી ગયો. તારે ઊઠતાં ઊઠતાં કહ્યું: "અત્યારે હું સુતારને લઇને જાઉં છું. કાસીમના હાથમાં બાજી નથી રહી. તું કાંઈક જલદી ઉપાય કરજે, એ દિવસ મોડું થાય માટે હું ગાડી-રસ્તે જાઉં છું."

મામુદને એ જ સ્થિતિમાં મૂકીને તાર ચાલતો થયો.

લાકડીને ટેકે મામુદ કૃષ્ણાને બંગલે આવ્યો. ઉપર ચડયો. કૃષ્ણા બેઠા બેઠી વાંચતી હતી. લાકડીનો અવાજ સાંભળી ચોપડી બંધ કરી. મામુદને જોઇ કહે: "કેમ, તું લંગડાતો શા માટે આવ્યો?"

"ઉમારીભાઇને દુશ્મને ઘેર્યા છે."

"હેં!......" કૃષ્ણાની રાડ ફાટી ગઇ.

"હા, આપણે તે દિવસે એટલુંયે ધ્યાન ન રાખ્યું કે મારા પગમાંથી નીકળેલા લોહીના ડાઘ ધોઇ નાખવા જોઇએ. એ લોહીના ડાઘથી ઝાડ ઓળખાઇ ગયું!"

"ઝાડમાં ઊતર્યા શી રીતે ?"

"પછી કાંઇ છાનું રહે ?"

"તો શું પોલીસ અંદર પેઠા છે ?"

"ના, હજી સુધી બહાર છે. અંદર ઊતરનારને આદમ અને ઉમારીભાઇ ઠાર કરે છે; પણ હમણાં ચાર સુતાર અને કરવત લઇ એક જણ ગયો છે તે ઝાડ કાપશે."

"તો તો ગજબ થાય !" કૃષ્ણા મૂંઝવણમાં પડી.

"કાસીમ ત્યાં નથી ?"

"છે. એણે જ ખબર મોકલ્યા, પણ એ બિચારો શું કરે ?"

"ઠીક, તું મોટર તૈયાર કર." કૃષ્ણાએ નિશ્ચય કરી લીધો.

મોટર આવી. પોલીસ અમલદારનો વેશ પહેરીને કૃષ્ણા અંદર બેઠી. મોટર નૈરીની સડકે ઉપાડી. શહેર છોડયા પછી કૃષ્ણાએ પૂછ્યું: "સલીમ છે તે સ્થાન સડકથી કેટલું દૂર છે ?"

"પંદરેક માઇલ."

"ઉમારીભાઇના રહેઠાણથી ?"

"વીસ માઇલ."

"તારે પગે કેમ છે ?"

"વાંધો આવે તેમ નથી."

"ત્યારે તું સડકે મોટર રાખી સલીમને ખબર આપી આવજે. સલીમ બને તેટલા માણસો લઇ ઉમારીભાઇની મદદે જાય. તું પાછો આવતો રહેજે."

"અને પેલા સાહેબ ?"

"એને માટે ચાર જણ રાખતો જાય; નહિતર હું પોતે તારી સાથે આવીશ."

"તમારે શા માટે જોખમ ખેડવું ?"

"એમાં જોખમ શેનું ?"

દોઢસો માઇલ ઉપર નીકળી ગયા પછી મામુદે મોટર આડે માર્ગે લીધી. ઝાડીમાં રાખી પગપાળાં બન્ને ચાલ્યાં. બપોરના બાર થવા આવ્યા ત્યારે સલીમને રહેઠાણે પહોંચ્યાં.

પહાડીની ભયંકર ખીણમાં સલીમનો વાસ હતો. કૃષ્ણા બહાર ઊભી રહી. મામુદ અંદર પેઠો. હાથે કોરેલું ભોંયરું હતું. મામુદને જોઇ સલીમ દોડતો બહાર આવ્યો. બન્ને દોસ્તો ભેટી પડયા. મામુદે બધી વાત કરી. સલીમ આંખો ફાડી સાંભળી રહ્યો. તરત જ મામુદે બહાર નીકળી ભૂંડ જેવો અવાજ કર્યો. બંદૂકનો બાર થતાં વાંદરાં કૂદી કૂદીને ભાગે તેમ ડુંગરે ડુંગરેથી જુમ્બામાંથી નીકળી લોકો દોડી આવ્યા. પચાસેકની ટોળી થઇ ગઇ. ચાર જણને સાહેબની ચોકી માટે રાખ્યા. બાકીનાને સાથે લઇ લીધા. કૃષ્ણા સાથે ગઇ. મામુદ પગને કારણે ત્યાં જ રહ્યો. સલીમની સેના ઝપાટાબંધ આગળ વધી. ચાર કલાકમાં એ પહોંચી ગયા.

કાસીમની ઝીણી અને ચપળ નજરે સલીમની ફોજને જોઇ લીધી. એ તૈયાર થયો. બંદૂક લીધ આરામથી આડા પડેલા ગોરા બેઠા થઇને પૂછવા લાગ્યાઃ "શું છે જમાદાર!" ત્યાં તો સલીમની સેના દેખાઇ. સોલ્જરો પોતાની બંદૂક સંભાળવા જાય તે પહેલાં કાસીમે જ ગોળી ચાંપી બન્નેને ઢાળી દીધા. દોડીને કાસીમ સલીમના પગમાં પડી ગયો. જમાદારના તાબેદાર પોલીસો હથિયાર મૂકી કેદ થયા.

કૃષ્ણાએ કાસીમની પીઠ થાબડી.

*

ઉમારીની સ્થિતિ પાંજરે પૂરેલા સિંહ જેવી થઇ હતી. એક પછી એક દુશ્મન આવતા ગયા હોત તો એને લહેર પડત, પણ પછી તો ન દુશ્મન અંદર આવે, ન પોતાનાથી બહાર નીકળાય. રાતે બન્ને વારાફરતી જાગ્યા હતા. ખાવા પીવાનું સૂઝતું નહોતું.

ઉમારી ઘડીએ ઘડીએ કહેતો "આદમ! નીસરણી બાંધ. આપણે બહાર નીકળીએ." આદમ એને રોકી રહ્યો હતો. છેક સાંજે ઉપરથી કાંઈક પડયું. આદમ જઈને જુએ તો તીર. તીરને છેડે કાગળ બાંધેલો. થોડી વાર પહેલાં જ બહાર શોરબકોર સંભળાયો હતો. બંદૂકના અવાજ સંભળાયા હતા. એમાં આ કાગળ આવ્યો, વાંચ્યો. કૃષ્ણાના અક્ષર હતા. દુશ્મન ઠાર થયાના ખબર હતા અને નીસરણી બાંધવાની વિનંતિ કરી હતી.

"ચાલ, હવે ઝટ નીસરણી બાંધ, આદમ!" ઉમારી કૂદ્યો. નીસરણી બાંધી. ઉમારી ચડવા જતો હતો તેને રોકી આદમ ચડયો. ધીરેથી ખોલીને નીચે જોયું, ખાતરી થઈ ગઇ. નીચે કૃષ્ણા, સલીમ, કાસીમ અને સોએક દોસ્તો હતા. ઉમારી પાછળ જ આવતો હતો. બન્ને બહાર નીકળ્યા. અરસપરસ હેતથી ભેટયા. ઉમારીએ કાસીમને ધન્યવાદ આપ્યા. બીજો હલ્લો વ્યવસ્થિત બનાવવાની ભલામણ કરી કૃષ્ણા અને સલીમ ટુકડી સાથે ચાલ્યાં ગયાં. પોલીસ પાર્ટી લઇ કાસીમ ચાલ્યો ગયો. એ પચાસ કાસીમના પસંદ કરેલા વિશ્વાસુ સાથી હતા.

ઉમારી અને આદમ થોડી વાર બહારની હવા ખાઇ પાછા પિંજરામાં પુરાઇ ગયા. તે જ રાતે આ સ્થાન છોડી બન્ને સલીમને રહેઠાણે ઊપડી ગયા.



## ૩૦

# અમર શહીદ

મહિનાઓની રખડપટ્ટી, ઉજાગરા અને થાકને લીધે પોલીસ તોબા પોકારી ગઈ. એને નિરાંતે શ્વાસ લેવાનો પણ વખત મળતો નહોતો. એમાં પહેલા હલ્લાને વિસરાવે તેવો બીજો હલ્લો થયો. જગતના સ્વાધીન દેશોએ ઠરાવો કરી આફ્રિકન સ્વાતંત્ર્ય યુદ્ધને ટેકો આપ્યો હતો. પહેલો હલ્લો મધરાતે ચોર ડાકુની માફક થયો હતો, બીજો હલ્લો ખુલ્લી રીતે, કોઈ રાજા ચડી આવે તેમ, વ્યવસ્થિત સૈન્ય સાથે કરવામાં આવ્યો. કેટલાયે જમીનદારો અને અફસરો ગિરફતાર થયા. લાખો રૂપિયાનું રોકડ અને મિલકત ધોળે દિવસે લૂંટાઈ ગઈ. પૂર્વ આફ્રિકા તારાજ થયું !

કેટલીક જગ્યાએ સરકારી સૈન્યની રાહ જોતું ઉમારીનું લશ્કર ઇચ્છાપૂર્વક કલાકો સુધી ઊભું રહ્યું. પણ કોની મગદૂર છે કે સામે થાય? સામે થયા તેમને બહાદુરીથી પાછા હઠવું પડયું ! વિમાનો આવતાં પહેલાં બધા જંગલોમાં ભરાઈ ગયા. થોડા જુવાનો સામા થતાં રણમેદાને સૂતા, પરંતુ સ્વાતંત્ર્ય કાજે કરેલી કુરબાની એમને મન અમરપદ સમાન હતી.

આ બીજું યુદ્ધ દેશવિદેશમાં ફોટાઓ સાથે પ્રગટ થયું. ઉમારીને સર્વ સમાચાર મળી ગયા એટલે એણે પત્રિકા લખીઃ

“ પહેલા હલ્લાને કોઈ જાણતું ન હતું, એને કેટલાક લૂંટારાની લૂંટ માનતા હતા. બીજા હલ્લાએ બતાવી આપ્યું છે કે આ લૂંટફાટ નથી, પણ સ્વાતંત્ર્યસંગ્રામ છે. આ વખતે આપણી ટુકડીઓએ રીતસર સામો પડકાર કરી કેટલીક જગ્યાએ સરકારી પલટણને

પરાસ્ત કરી છે. અલબત્ત, આપણી જૂની રીતે જ રાષ્ટ્રની આ હલ્લામાં થએલી ફતેહ અપૂર્વ ગણાય. કદાચ હવે પછીનો હલ્લો છેલ્લો હશે. તે ક્યારે થશે તે કહી શકાતું નથી; પણ એ હલ્લામાં નાનાં મોટાં, સ્ત્રીપુરુષ, વેપારી નોકર સૌ કોઈ સામેલ થઈ જજો. ચોક્કસ દિવસની રાહમાં રહેજો. માલમિલકત ઠેકાણે પાડી યુદ્ધને માટે તૈયાર થજો.

"છેવટ, મારાં વહાલાં આફ્રિકન ભાઈબહેનો! મારા અને તમારા પિતા સમાન બાના હુસેનને નામે, આપણી જનની જન્મભૂમિને નામે, આ નાચીઝ ઉમારીનો હુકમ છે કે આ આખરી સંગ્રામમાં એક વાર તો બસ કૂદી પડો!"

પત્રિકા વાંચીને અમલદારોના હાંજા ગગડી ગયા. વિદેશી મૂડીદારોના પગ ધ્રૂજવા લાગ્યા. મરણિયા જુવાનો ચોક્કસ દિવસની રાહ જોઈ રહ્યા.

છૂપી પોલીસના માણસોએ કન્યાવિદ્યાલયના ઓટલા ભાંગવા માંડ્યા. પરંતુ હોશિયાર મામુદ આગળ એમનું કાંઈ વળતું નહિ. બીજા હલ્લા પછી કૃષ્ણા એક વાર ઉમારીને મળી આવી, અને ત્રીજા હલ્લા માટેની જંગી યોજના લઈ આવી. પરદેશના પ્રતિનિધિઓમાં ઇજીપ્ત અને અફઘાનિસ્તાન લશ્કરી મદદ આપવા તૈયાર થયા. ત્રીજા હલ્લામાં બને તેટલાં શહેરો, આમ વર્ગનાં માણસો ભળે તેવી પેરવી કરી. હલ્લા આડા ગણ્યાગાંઠ્યા દિવસો રહ્યા. જુવાનો તો કાગને ડોળે રાહ જોઈ રહ્યા છે.

ઉમારી બેફામ બનીને કામ કરવા લાગ્યો; ખરેખરો રંગમાં આવી ગયો, જાણે સ્વરાજ એના હાથમાં રમવા માંડ્યું!

ઉમારીએ ત્રીજા હલ્લામાં જોડાનાર આસપાસના લોકોની 'સાત ગાઉ' ના જંગલમાં સભા રાખી. સરકારી લશ્કર મૃગિઆ જાળ બિછાવી પડ્યું છે, છતાં ઉમારીએ બે હજાર જુવાન–બુઢ્ઢાઓને એક જગ્યાએ ભેગા કર્યા.

સલીમના રહેઠાણથી પાંચ–સાત ગાઉ દૂર એ જંગલ હતું. ઉમારી આદમને લઇને ત્યાં પહોંચ્યો. એણે આખરી શબ્દો સંભળાવ્યા: “આ હલ્લામાં કાં તો આપણે સ્વાધીન થશું, કાં શહીદ બનશું. તમે નેક ન ચૂકશો. પાછી પાની ન કરશો. દુશ્મનને પીઠ હરગીઝ ન બતાવશો, ચાહે જાન નૂકસાન થઈ જાય. આપણી આમાં ફતેહ છે. ખુદા ખેર કરે.” સભા ખતમ થઇ. સૌ ચુપચુપ પોતપોતાના જુમ્બાઓમાં ચાલ્યા ગયા.

ઉમારી પોતાના રહેઠાણ તરફ વળ્યો.

આગળ આદમ, પાછળ ઉમારી. બન્ને લંગોટીભર હતા. ખભે તીરકામઠું લટકાવેલું, હાથમાં ભાલુ અને કેડે તમંચો. બન્ને નિશ્ચિતપણે ચાલ્યા જતા હતા. વાતો કરતા વહ્યા જાય છે. એમાં એકાએક પાછળની પહાડી પરથી સો–સવાસો પોલીસો ખુશાલીના પોકારો કરતા ઊતરી આવ્યા. બન્ને દોસ્તો ચમકીને ઊભા રહી ગયા. ઉમારીએ વીજળીની ઝડપે હાથનો ભાલો ફેંકી, કેડેથી તમંચો કાઢયો. અને સામે જ આવી રહેલા નાયક જેવા લાગતા ગોરા ઉપર ઉપરાઉપરી બાર કરવા માંડયા. સામેથી પણ ગોળીબાર શરૂ થયો. પળવારમાં દુશ્મનોએ બન્નેને ઘેરી લીધા. તમંચો ખાલી થતાં ઉમારીએ દોડીને એક સોલ્જરના હાથમાંથી ઉઘાડી કિરંચ ખૂંચવી લીધી અને હતું તેટલું જોર વાપરી હુલાવવા લાગ્યો. દુશ્મનની ગોળીઓ અને ભાલા શરીર વિંધી રહ્યા હતા. એમાં આદમ ઘવાઇને ઉમારીના પગ આગળ પડયો. ઉમારી આદમને પડતો જોઇ મરણિયો થયો; પણ એના વિંધાએલા શરીરમાં કૌવત ખૂટવા આવ્યું હતું. એના શરીરમાંથી લોહીની ધારાઓ ચાલી જતી હતી. એને અંધારાં આવ્યાં. કપાળમાં વાગેલી ગોળીઓએ આંખમાં લોહી ભરી દીધું. ઉમારીએ છેલ્લો વાર કરી લીધો. માતૃભૂમિનું સ્મરણ કરીને એ ધરણીએ ઢળ્યો!

સ્વાતંત્ર્યયુદ્ધનો સેનાપતિ, નૂતન આફ્રિકાનો સરજનહાર, જુવાનોનો આત્મારામ, આમ અચાનક, અણુધાર્યો, પોતાની સ્વરાજપ્રાપ્તિની વાસનાને અતૃપ્ત રાખીને સમરાંગણમાં સૂતો.

જ્યારે સ્વાતંત્ર્યસંગ્રામનો વિજય એને હાથવેંતમાં દેખાતો હતો તે ઘડીએ, પોતાના દિલોજાન દોસ્તોને, સગાંસંબંધીઓને અને પૂર્વ આફ્રિકાની સમસ્ત પ્રજાને રડતી મૂકીને એ એકાએક ચાલ્યો ગયો !

*

રાત પડવા આવી તોપણ ઉમારી પાછો ન ફર્યો એટલે સલીમને ચિંતા થવા લાગી. એણે બે જણને સામે મોકલ્યા. બન્ને જણ ઉમારી પડયો હતો તે જગ્યાએ આવી પહોંચ્યા. ઝપાઝપી થયાનાં ચોખ્ખાં નિશાન દેખાયાં. દુશ્મનો પોતાના ઘાયલ માણસોને ઉપાડી ગયા હતા. શ્વાસ ચાલતો હોવાથી જખમી આદમને પણ સાથે લઇ ગએલા. સાત આઠ મડદાંની વચ્ચે છિન્નભિન્ન થઇ ગએલો ઉમારીનો મૃતદેહ પડયો હતો. પોતાના વહાલા સરદારનું શબ જોતાં બેઉ જણ પોકેપોક રોઇ પડયા. રાતનાં અંધારાં ઊતર્યાં, ઉમારીને ઉપાડી સલીમ પાસે લઇ આવ્યા. જોતાંવેંત સલીમ મૂર્છા ખાઇ પડયો ! દુ:ખી સાથીઓએ પાણી છાંટી એને ભાનમાં આણ્યો. 'આ ક્રૂર સમાચારથી કૃષ્ણાનું શું થશે' એ વિચારે એને કંપારી વછૂટી. મન મજબૂત કરી કમાલને નરોબી મોકલ્યો.

કમાલે આવી મામુદને સમાચાર આપ્યા. એની સલીમ જેવી જ સ્થિતિ થઇ પડી. ભારે હૈયે મામુદ કૃષ્ણા પાસે ગયો.

કૃષ્ણા આજ સવારથી આનંદમાં છે. આવતી કાલે સવારે શરતકુમાર અને બાના જુમ્મા આફ્રિકાને કિનારે ઊતરવાનો તાર છે. મામુદનો શોકગ્રસ્ત ચહેરો જોઇ એણે પૂછયું: "કેમ, આજ કોઇના ઉપર રીસાયો તો નથી ને ?"

મામુદ મૂંગો ઊભો રહ્યો.

"જીભ સિવાઇ ગઈ છે કે શું?" કૃષ્ણાએ હસતાં હસતાં કહ્યું.

મામુદની આંખમાંથી આંસુની ધારા ચાલી. કૃષ્ણાએ જાણ્યું કંઇક ગંભીર બનાવ બન્યો લાગે છે, નહિતર મામુદ આમ રૂએ નહિ. એ ખુરશી પરથી ઊઠી. મામુદનો હાથ પકડી આંસુ લૂછી નાખ્યાં. પ્રેમળ અવાજે પૂછ્યું: "શું છે મામુદ?"

મામુદ નાના બાળકની માફક ડૂસકે ડૂસકે રોઈ પડયો. કૃષ્ણાને સમજણ ન પડી. જાણે એનું લોહી ફરતું બંધ થઇ ગયું: "મામુદ, મામુદ, વાત કરને? શું થયું છે? મારો જીવ મુંઝાય છે!"

મામુદે મહામહેનતે દિલ કઠણ કર્યું. હિબકાં બંધ થયાં, આંસુ તો ચાલ્યાં જ જતાં હતાં. એણે તૂટતે અવાજે કહ્યું: "એક લશ્કરી ટુકડી સાથે લડતાં બાના ઉમારી શહીદ થયા!"

કૃષ્ણા જડ જેવી આંખો ફાડી જોઇ રહી, જાણે સાંભળ્યું જ નથી. આંખમાં આંસુનું ટીપું ન આવ્યું. જાણે પથ્થરનું પૂતળું! હમણાં અચેત થઇ પડી જશે, એમ ધારી મામુદ ઊઠયો, કૃષ્ણાને સાંત્વન આપવા એણે પોતાનાં આંસુ લૂછયાં. કૃષ્ણાની પીઠે હાથ મૂકી બોલ્યો: "કૃષ્ણાબહેન, તમે આમ શોક કરશો તો અમને કોણ શાંત કરશે? ઉમારીભાઇનું અધૂરું કામ કોણ પૂરું કરશે?" મામુદ પાણી લાવ્યો. કૃષ્ણા એમ ને એમ બેઠી છે. મામુદે જાણ્યું કૃષ્ણા સ્વસ્થ થઈ છે. એણે બધા સમાચાર વિગતવાર કહ્યા. છેવટે કહ્યું: "મરણતોલ આદમ પોલીસના કબજામાં પડયો છે." સાંભળતાં જ કૃષ્ણા દુઃખનિદ્રામાંથી જાગી. શહીદ ઉમારી કરતાં જાલીમના પંજામાં સપડાએલા મરણતોલ જખમી આદમની ચિંતાએ એને ઘેરી લીધી. ઉમારીના કારમા વિયોગદુઃખને હૃદયમાં સંઘરી એ ઊઠી. આદમની ખબર કાઢવા લક્ષ્મીદાસને મળવા ચાલી.

કૃષ્ણા ઉપર આજે અચાનક આભ તૂટી પડયું હતું!

## ૩૧

## ‘એને તખ્ત પરથી હટાવી દો’

ભરાવદાર દાઢી મૂછવાળા, ખુમારીમાં છાતી કાઢીને બેઠેલા, બે હજાર આફ્રિદીઓ મસ્જિદના ચોગાનમાં એકઠા મળ્યા છે. વચ્ચોવચ્ચ બિછાવેલા ગાલીચા ઉપર, મશરુના તકિયાને અઢેલીને ખાન ઝાફરખાન અને મૌલાના યાકુબખાન બેઠા છે. બન્નેની શક્તિની આજે કસોટી થવાની છે. જીરગાના પ્રમુખપદ માટે હરીફાઇ નથી, પણ કેટલાકને વહેમ ગયો છે કે ઝાફરખાન આફ્રિદીઓને હિંદુસ્તાન સાથે લડાવવા માગે છે. એ વાતની ચોખવટ કરવા માટે આજે ખાસ જીરગા ભરવામાં આવી છે.

યાકુબખાને પોતાના અનન્ય સેવાભાવથી અને ચમત્કારિક બુદ્ધિથી આફ્રિદીઓનાં દિલ જીતી લીધાં હતાં. આફ્રિદીઓની રાજસત્તા જીરગાના હાથમાં હતી, એટલે જીરગાનો પ્રમુખ રાજા ગણાતો. આજે ઝાફરખાન જીરગાનો પ્રમુખ હતો, છતાં યાકુબખાનને પૂછ્યા વિના કોઈ પ્યાલું પાણી પીતું નહિ. યાકુબની પાછળ ઊભા રહીને સૌ નમાજ પઢતા. લોકોની હાજરીમાં ઝાફરને પણ યાકુબની પાછળ ઊભા રહેવું પડતું.

યાકુબ સત્તાનો લોભી નહોતો, એટલું જ નહિ પણ એ સત્તાને ધિક્કારતો. યાકુબ એક ફકીર જેવું જીવન જીવતો. ઓલિયા માણસ જેવું એનું સાફ દિલ હતું. પોતાના વિજ્ઞાનથી એણે આફ્રિદી મુલકને આબાદ કર્યો હતો. અને આપણે જોઇ ગયા

તેમ પહાડોમાંથી વીજળી કાઢી લોકોની દૃષ્ટિએ એણે ચમત્કાર કર્યો હતો.

ઝાફરખાન મહત્ત્વાકાંક્ષાની મૂર્તિ હતો. બાદશાહ બાબર એનો ઉપાસ્ય દેવ હતો. એ વિચારતો કે ' બાબર પાસે મૂઠીભર સૈનિકો હતા, મારી પાછળ આખી કોમ ઊભી છે. બાબર હિંદ પર ચડી આવ્યો ત્યારે હિંદુસ્તાનમાં બહાદૂર લડવૈયા અને રણ-કુશલ સેનાપતિ હતા, આજે બધા દયા ધર્મની વાતો કરવાવાળા મવાલીઓ થઇ ગયા છે. તે દિવસે દિલ્હીના તખ્ત પર ઇબ્રાહીમ લોદી હતો, રાણા સંગ જેવો રજપૂતાનામાં એક ચક્વે રાજ કરનાર રાજા હતો, આજે તો દિલ્હીમાં છોકરીઓ રાજ કરે છે! અને રજપૂતાના વાણિયાપૂતાના થઈ ગયું છે. હું કેમ દિલ્હીનું તખ્ત હાથ ન કરું ? ''

એ મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઇને એણે દિલ્હીની મજલ કરી હતી, અફઘાનિસ્તાન જઈ આવ્યો હતો. એને સહેજ આશા દેખાઇ હતી. કેટલાક જુવાનો ખાનની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા તત્પર થયા હતા.

જીરગાનું કામકાજ શરૂ થતાં જ કુતુબ ઊઠયો. કુતુબ જુવાનોનો આશક હતો. છ માસ પર જ એ તુર્કસ્તાનમાંથી આવ્યો હતો. કુતુબનાં માબાપ એને સગીર મૂકી મરી ગએલાં, ત્યારે એને કોઇ તુર્કસ્તાન લઇ ગએલું. આજે બાવીસ વરસે તે પાછો આવ્યો હતો, ભણેલો ગણેલો હોશિયાર થઇ આવ્યો હતો. નાનપણથી પરદેશમાં રહ્યો હતોએટલે આફ્રિદી ભાષા પૂરી આવડતી નથી. યાકુબ-ખાનનો એ બંદા ગુલામ છે. યાકુબખાન તરફ જુવાનોનો પૂજ્યભાવ પ્રગટાવનાર કુતુબ : હિંદુસ્તાન તરફ ઝાફરખાને પ્રગટાવેલી શિકારી વૃત્તિ ટાળી માનવૃત્તિ પેદા કરાવનાર કુતુબ : અને ખૂનખરાબી કરવા કરતાં, જિંદગીભર લૂંટારા રહેવા કરતાં, શિક્ષિત અને

સંસ્કારી શહેરી બનવામાં ખરી ઈજ્જત છે, એવી ઉદ્દામ ભાવના દિલમાં પ્રગટાવનાર પણ કુતુબ જ હતો. કુતુબે બુલંદ અવાજે કહ્યું:

“છેલ્લા કેટલાક માસથી મારા જુવાન ભાઈઓનાં મન કોઈએ ભંભેરી નાખ્યાં છે, કોઈએ એમનાં મગજમાં દિલ્હીનું તખ્ત હાથ કરવાની ખ્વાબી વાત ઘુસાડી દીધી છે. જે હિંદુસ્તાને આપણી સુખાકારી માટે આટલી જહેમત ઉઠાવી, જેણે આપણી પથ્થરીઆ જમીનને ફળદ્રૂપ બનાવી, જેણે આપણા અજ્ઞાનને ટાળવા ગામેગામ મદ્રેસાઓ ખોલી, જેણે આપણામાં શાંત શહેરી તરીકેની લાયકાત આણી, તે હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવી તે કોઈ ઇન્સાનનું કામ નથી, ખુદાના બંદાનું કામ નથી. કોઈ કાફરનું કામ છે.”

કુતુબ બેઠો એવો જ ઝાફરખાન ઊઠયો. એણે ગુસ્સામાં જબાન ઉપરનો કાબૂ ગુમાવી દીધો, ન બોલવાનાં વેણ એ બોલી ગયો. છેવટ એણે કહ્યું: “ગમે તેમ થાય, આપણા બાપદાદાઓનું પેશાવર તો હું સર કરવાનો જ છું. તમે કોઈ મારી સાથે નહિ આવો તો પરવા નથી. હું એકલો જઈશ, અને પેશાવરના બુરજ ઉપર આફ્રિદી જીરગાનો ઝંડો ફરકાવીશ. અને તેમ કરતાં મારા જાન કુરબાન કરવા પડશે તોપણ હું પાછું વાળી જોઈશ નહિ.” એ જ વખતે ખાન જીરગામાંથી ચાલી નીકળ્યો. સો દોઢસો જુવાનો ખાનની પાછળ ચાલ્યા. ખાને પેશાવરનો માર્ગ પકડયો, લાંબો વિચાર કરવાનું એ વિસરી ગયો.

જીરગાના લોકો જોઈ રહ્યા. એ વખતે બુઝર્ગ અકબરખાને જીરગાને ઠપકાનાં વેણ કહ્યાં: “હિંદુસ્તાનના આપણે અહેસાનમંદ છીએ. ખાન મવાલી માણસ છે. પેશાવરના લોકો કોઈનું રાજ્ય સાંખી શકે તેવા છે જ નહિ. એક ઇન્સાન પોતાના ગયબી ખ્યાલથી આખી કૌમને ખાડામાં ઉતારવા તૈયાર થયો છે. કહો, એવા લાપરવાહ, ઉદ્ધત ઇન્સાનને આપણે શી શિક્ષા કરશું?”

"એને જીરગાના તખ્ત પરથી હઠાવી દો" એક જણે કહ્યું.

"બસ, બરાબર છે, હઠાવી દો અને એની જગ્યાએ અકબરખાનને બેસાડો" બીજાએ સૂચના કરી. અકબરખાનનું નામ આવતાં જીરગા આખી મોજમાં આવી ગઇ. અકબર ઘણો લોકપ્રિય હતો. અકબરખાનને પ્રમુખની ગાદીએ બેસાડયો.

"આપણી એક ફરજ ઊભી છે, અને તે ઝાફરને પેશાવર જતો અટકાવવાની." કુતુબે નવી સૂચના રજૂ કરી.

"અલબત્ત." જીરગાએ સૂચના વધાવી લીધી.

"કોણ એ કામ માથે લે છે?" અકબરખાને પૂછ્યું.

"હું લઇશ." કુતુબ તાજમ કરી ઊભો થયો.

"કુતુબખાન સાથે કોણ કોણ જશે!"

"હમ જાયગા, હમ જાયગા" કરતા એક સો જુવાન ઊભા થયા. કુતુબે જવાની તૈયારી કરી.

યાકુબખાને કુતુબને પાસે બોલાવ્યો, પૂછ્યું: "ખાનને કેવી રીતે પાછો વાળીશ, કુતુબ?"

"એને સમજાવીશ, ફોસલાવીશ, મનાવીશ."

"નહિ માને તો?"

"તો તલવાર ક્યાં દૂર ગઇ છે? કાં અમે નહિ, કાં એ નહિ."

"એમ ન થાય. તો તો ખાનને અન્યાય કર્યો કહેવાય!"

"ત્યારે શું કરવું?"

"ખાનને સમજાવી જોજો. માને તો ઠીક છે, નહિતર માર્ગમાં આડા સૂઇ જજો. ઘાટની સાંકડી નાળમાં તમારા બદન ઉપર પગ દઇને જવાની એની તાકાત નથી."

"પણ......"

"પણ ને બણ. હું કહું છું તેમ જ કરવાનું; નહિતર નથી

જવું" યાકુબે ખુદાઈ આદેશ સંભળાવ્યો. કુતુબ તાબે થયો, શિર ઝુકાવી ચાલી નીકળ્યો.

ઝાફરખાન કૂચકદમ પેશાવર તરફ ધસ્યો જાય છે. મનમાં અકબર ઉપર અને કુતુબ ઉપર બળી રહ્યો છે. એના મનમાં એમ છે કે આ બધું ઊંધું વાળનાર યાકુબખાન છે. ત્યાં પાછળ કુતુબના ઘોડાના ડાબલા ગાજ્યા. ઝાફરખાને જાણ્યું કે લડવા આવે છે. ઝાફરે ખડ્ગ ખેંચ્યું. કુતુબ આવીને ઝાફરના પગમાં પડ્યો.

"કેમ, અમારી મદદે આવ્યા છો?" ખાને અજાયબીથી પૂછ્યું.

"નાજી, આપને રોકવા."

"અમે રોકાનાર નથી."

"તો પરાણે રોકવા પડશે."

"ક્યા?" ખાનનું માથું ફરી ગયું.

"તમને રોકવા પડશે. મારીને નહિ પણ માર્ગમાં આડા સૂઈને." કુતુબે મક્કમતાથી કહ્યું.

"તો શું તમે એ મવાલી હિંદીઓ માફક સત્યાગ્રહ કરવાના છો?"

"જી હા. હવે આપ એક ડગલું પણ આગળ ન ભરશો, નહિતર અમારે સત્યાગ્રહ કરવો પડશે." 'સત્યાગ્રહ' ઉપર ભાર મૂકીને કુતુબે કહ્યું.

ખાને વાત કાને ધરી નહિ, આગળ ચાલ્યો. તરત જ પાંચ જુવાન આડા સૂઇ ગયા. ઝાફરખાને રીસમાં ખડ્ગનો વાર કર્યો. ત્રણ જણાને કતલ કરી નાખ્યા! ત્યાં બીજા પાંચ સૂઇ ગયા. ઝાફર ફરી વાર ખડ્ગ ઉગામે છે ત્યાં પાછળથી એના સાથીએ હાથ પકડી લીધોઃ "સબૂર ઝાફર! આપણે આટલા વાસ્તે નથી નીકળ્યા. તારે આમ ગેરરસ્તે ઈન્સાનનું લોહી વહેવરાવવું હોય, તો અમે તારી સાથે નથી આવવાના."

"કુછ હર્જ નહિ, સલામાલેકુમ" ખાને ક્રોધથી કહ્યું. જુવાનો પાછા ફરી ગયા. કુતુબ પણ પોતાના દોસ્તોને લઇ પાછો વળ્યો. ત્રણે શહીદોને સંભાળથી અને માનથી સાથે લીધા. ઝાફરખાન નિરાશ થઇ અફઘાનિસ્તાન તરફ ચાલ્યો ગયો.

જુવાન ટોળીને લઈ કુતુબ અકબરખાન પાસે આવ્યો. અકબર ખુશ થયો. પ્યારથી દુવા આપી.

કુતુબે કહ્યું: "અબ્બાજાન! મારે હિંદુસ્તાન જવું છે."

"ત્યાં જઇ શું કરશો?"

"આગળ પઢીશ અને મુલ્ક જોઇશ."

અકબરખાને યાકુબ પાસે ભલામણપત્ર લખાવી દીધો. કુતુબ હિંદને માર્ગે પડયો.

પેશાવર છોડયું એટલે એણે વેશ બદલ્યો: ઘરાની ટોપી કાઢી પંજાબી સાફો લગાવ્યો, પાયજામો કાઢી ધોતિયું પહેર્યું, કેડિયું કાઢી લાંબા પહેરણ ઉપર કોટ ચડાવ્યો. માથાના વચ્ચે સેંથો પાડયો. પાન ચાવ્યું.

કુતુબ મટી કરતાર થઇ ગયો.

દિલ્હી જઈને વાસંતીદેવીને આ બધા સમાચાર કહ્યા. પરરાષ્ટ્ર-મંત્રી આલમશાહની વાત ખરી પડી. એ દિવસ પહેલાં જ વાસંતીદેવીને શાહે કહ્યું હતું:

"તમે આફ્રિદીઓની મુદ્દલ ફિકર ન કરો. એ બહાદૂર અને નેક કોમ દગાખોરને ગરદન મારશે. આપણો અહેશાન ભૂલી પેશાવર ઉપર ચડાઇ કદી નહિ કરે."

અને થયું પણ તેમ જ.



# ૩૨

# શરતકુમાર રણમેદાને

"બળવાખોર ટોળીનો સરદાર ઉમારી નૈરોબીની પોલીસને હાથે ઠાર થયો છે." હિંદી વિમાનમાં પાટીઆ પર તાજા સમાચાર લખાયા. બાના જુમ્મા શોકસાગરમાં ડૂબી ગયા. ટુકડીના જુવાનો પણ દિલગીરીમાં ગરકાવ થઇ ગયા. શરતનું વિમાન પાછળ આવતું હતું. એને ખબર આપ્યા. શરતના શોકનો પાર ન રહ્યો.

બીજે જ દિવસે વિમાન મોમ્બાસા ઊતર્યાં. સ્ટેશન પર કૃષ્ણા અને માસુદ લેવા આવ્યાં હતાં. ડૉ. મથુરચંદના મકાન પર કાફલો ગયો.

સાંજે કૃષ્ણા, બાના જુમ્મા અને શરત બંધબારણે વિચાર કરવા બેઠાં. કૃષ્ણાએ વાત પરથી જોઇ લીધું કે આ લોકો અહિંસક રીતે જ મદદ કરવા તૈયાર છે. એણે કહ્યું: "તમે ગમે તે રીતે મદદ કરો એમાં મને વાંધો નથી, પણ આ બન્ને નીતિ સાથે ચાલી નહિ શકે."

શરતે કહ્યું: "ઉમારીભાઇના જવાથી તમારા ત્રીજા હલ્લાનો કાર્યક્રમ હમણાં અમલમાં મૂકી નહિ શકાય. એને માટે ૭ સાત માસ સહેજે જોઇશે, અમને એક વરસની મુદત આપો. અત્યારની દેશની પરિસ્થિતિ સાંભળ્યા પછી મને ખાતરી છે કે એટલા સમયમાં હું તમને અહિંસાની સફળતા હથેળીમાં બતાવી આપીશ."

"એટલે લડતની લગામ તમને સોંપી અમારે વરસ સુધી ઘેર બેસી રહેવું એમ ને ?"

"ના, એમ નહિ. તમારે તમારી તૈયારી કરી રાખવી."

"ધારો કે અમે છ માસમાં તૈયાર થઇ ગયાં તો?"

"છ માસમાં અહિંસક લડતનો રંગ એવો જામ્યો હશે કે તમને બીજા છ માસ રોકવાનું મન થઈ આવશે." શરતે અડગ શ્રદ્ધાથી જવાબ દીધો.

"ઠીક છે. હું મામુદ, સલીમ વગેરેને મળી વિચાર કરી જોઇશ: પણ તમને નૈરોબીના સ્ટેશન પર ઊતરતાં જ રાજકીય કામ ન કરવાના જામીન આપવાના હુકમ બતાવવામાં આવશે. મને ખાનગી રીતે વાત મળી છે." કૃષ્ણાએ કહ્યું.

"તો અમે જંગલમાં રહીશું."

"એ બનવા જોગ છે. પરંતુ ત્યાં તમારે અમારા જેટલી જ સાવચેતી રાખવી પડશે."

"સાવચેતી રાખશું. એની ચિંતા ન કરશો. કહો, ઉમારી-ભાઇનો મૃતદેહ કયાં છે?" શરતે પૂછયું.

"આવતી કાલે દફન કરવા માટે નૈરોબી લાવવામાં આવશે."

"બસ ત્યારે. પહેલો કાર્યક્રમ એ કે નૈરોબીમાં ઉમારીભાઈની પ્રચંડ સ્મશાનયાત્રા નીકળે, જેમાં હરેક જાતિના માણસો સામેલ થાય. પૂર્વ આફ્રિકાનાં દરેક શહેરમાં તે દિવસે લોકો હડતાળ પાડે અને રોજા રાખે." શરતે કાર્યક્રમ ઘડયો.

"પણ એને માટે તો સરકારની પરવાનગી જોઇએ, આ કાંઈ હિંદુસ્તાન નથી." કૃષ્ણાએ શંકા ઉઠાવી.

"તો શું સરઘસને મનાઇહુકમ આપશે?"

"હા જી."

"આપણે એ જ જોઇએ છીએ. જો સરઘસને મનાઇહુકમ આપે તો આપણે એ હુકમનો ભંગ કરી આગળ વધવું, ભલે પછી ગોળીબાર થાય."

"એ વાત ખરી છે." બાના જુમ્માએ ટેકો આપ્યો.

"આપણને કબૂલ છે" કૃષ્ણાએ કહ્યું. એના મનમાં વિચાર આવ્યો કે કદાચ એ વખતે જ ત્રીજા હલ્લાની તૈયારી થઇ જશે. છતાં પૂછ્યું: "ગોળીબાર થયા પછી શું કરશો ?"

"લોકોને સરકાર સાથે અસહકાર કરવાનું કહીશું. એમને કહીશું તમે જંગલમાં આવી વસો. જંગલમાં ખાવાનો તો તોટો જ નથી. ત્યાં એમને માટે નિશાળો, દવાખાનાં, અદાલતો વગેરે સ્થાપી દેશું." શરતે પ્રજાસત્તાકની યોજના રજૂ કરી.

"ઠીક છે, જુઓ શું થાય છે. આપણને કાંઇ એ વાતમાં બહુ વિશ્વાસ નથી, પરંતુ સરઘસ કાઢવું એ નક્કી. અને બનતાં સુધી સરઘસે અહિંસક રહેવું એ પણ નક્કી." કૃષ્ણાએ અર્ધી વાત મંજૂર રાખી.

શરતકુમાર, બાના જુમ્મા અને ખાસ શક પડે તેવા ત્રણ ચાર જુવાનને લઇ એક વિમાન સીધું જંગલમાં ઊપડી ગયું.

સાંજે બાકીનાં યુવકયુવતીઓને લઇ કૃષ્ણા નૈરોબી ગઇ.

ગુરુવારનો દિવસ 'ઉમારી દિન' રાખવામાં આવ્યો. ઉદ્દામ છાપાંએ એ દિવસનો કાર્યક્રમ છાપ્યો. હજારો પત્રિકાઓ છૂટે હાથે વહેંચવામાં આવી. પડોશનાં ગામડાં અને જંગલને શ્મશાનયાત્રામાં સામિલ થવા અરજ ગુજારી હતી. પૂર્વ આફ્રિકાના એકેએક શહેર, ગામડાંઓ અને છૂટાછવાયા જુમ્માઓમાં પણ 'ઉમારી દિન' રખાયો.

સરકાર મૂંઝવણમાં પડી. એણે હુકમ કાઢ્યો: "બળવાખોર ઉમારીના સરઘસમાં કોઇએ જોડાવું નહિ, જોડાશે એને ગોળીએ વિંધવામાં આવશે."

પગારદાર નોકરો તો હુકમ વાંચીને જ ઠરી ગયા. નરમ વિચારવાળા ચૂપ થઇ ગયા. જુવાનો ઝાલ્યા ન રહ્યા. કૃષ્ણા સરઘસમાં જવાની નહોતી. શરતે અને બાના જુમ્માએ એને

આગ્રહપૂર્વક ના કહી હતી. પરંતુ નૈરોબી આવતાં જ એના મગજમાં મંથન ચાલ્યું. જ્યારે ખાસ પ્રતિષ્ઠિત લોકો પાછા હઠયા છે, આગેવાન મનાતા લોકો સરકારી હુકમથી ડરી ગયા છે, એવે વખતે જુવાનોને એકલા મૂકવા એમાં જોખમ હતું. કૃષ્ણાએ નિર્ણય ફેરવ્યો. હાથમાં કાળો વાવટો લઇ સરઘસને મોખરે આવીને એ ઊભી રહી. કૃષ્ણા મોખરે આવ્યાના સમાચાર સાંભળી છૂપાઇ રહેલા કેટલાય લોકો આગળ આવ્યા, સરઘસમાં જોડાયા, અર્ધો માઇલ સુધીનો રસ્તો સ્ત્રી–પુરુષ-બાળકોથી ખીચોખીચ ભરાઈ ગયો.

કૃષ્ણાએ બુલંદ અવાજે ઘોષણા કરીઃ “બાના ઉમારી ઝિન્દાબાદ !”

લોકસમૂહે એકે અવાજે પડઘો પાડયોઃ “બાના ઉમારી ઝિન્દાબાદ !”

સરઘસની વચ્ચોવચ્ચ ફૂલહારોથી ઢંકાએલી પાલખીમાં ઉમારીના મૃતદેહને પોઢાડવામાં આવ્યો હતો. સરઘસ કીડીવેગે આગળ વધ્યું.

પૂરાં દશ ડગલાં ન ભર્યાં ત્યાં પોલીસ પલટણ આવી પહોંચી. સુપરિન્ટેન્ડન્ટે કૃષ્ણાને સલામ કરી, હાથમાં મનાઇહુકમ મૂકયો. કૃષ્ણાએ હુકમને તાબે થવાનો ઇન્કાર કર્યો. સુપરિન્ટેન્ડન્ટે દિલગીરીના દંભ સાથે કૃષ્ણાને ગિરફતાર કરી. એ વખતે એણે સરઘસના જુવાનોને ઉદ્દેશીને બે શબ્દો કહ્યાઃ

“આજે આપણા જીવજાન દોસ્ત બાના ઉમારીની શ્મશાનયાત્રામાં ડખલ કરીને સરકારે તમને રોષે ભરાવાનું સબળ કારણ આપ્યું છે. મને એ માથાનો ઘા થયો છે. મારું દિલ ધગી ઊઠયું છે. જો કોઈ બીજો પ્રસંગ હોત તો હું તમને કહેત કે હાથમાં આવે તેટલા દુશ્મનને પૂરા કરો. પણ આજે ખામોશ ! આજે ખબરદાર, કોઇ આકળા ન થતા.

બિરાદર ઉમારીના પાકબદનને દાગ ન લગાડતા. આજ દુશ્મન ગોળી ચલાવે તો સામી છાતીએ ઝીલજો, જીન્નતવાસી થજો, પણ હથિયાર ઉપર હાથ ન મૂકતા. ખુદા તમને પાક રહેવાની તાકાત બક્ષે!"

સુપરિન્ટેન્ડન્ટ સાથે મોટરમાં બેસી કૃષ્ણા જેલ તરફ રવાના થઇ. કૃષ્ણાની મોટરની પીઠ ફરી કે તરત અમલદારોનાં મોઢાં ઉપરથી વિનય ઊડી ગયો. એમણે યમરાજ જેવો સીનો ધારણ કર્યો. ઇન્સ્પેકટરે સૌને વિખરાઇ જવા કહ્યું. કોઇ ન હઠ્યા. હંટર મારી બધાને વિખેરી નાખવાનો પોલીસોને હુકમ કર્યો. પોલીસો આગળ વધ્યા તેવા જ પહેલી હારમાં ઊભેલા જુવાનો કૃષ્ણાની સૂચના અનુસાર નીચે બેસી ગયા. જોતજોતામાં પાલખીવાળા સિવાયના બધા ભોંય પર બેસી ગયા.

આજ સુધી જેને બીકણ અને નમાલા ધાર્યા હતા તે લોકો આવા ટેકીલા અને શૂરવીર જોઇને અમલદારોનો મિજાજ હાથ ન રહ્યો. એમણે હવામાં ફેર કરવા કહ્યું. થોડા ઘણા માણસો ખસ્યા પણ મોટો ભાગ ન ચસ્યો, એટલે તૂમી પલટણે ગોઠણભર થઇ ગોળીઓ છોડી. પહેલા જ પાલખીવાળાને વિંધ્યા. બીજા ચારે પાલખી ઉપાડી લીધી. એ પડયા એટલે બીજા ચાર ઊઠયા, તે પડયા એટલે એમાં ભંગાણ પડયું, પાલખી નીચે પડી ગઈ, જુવાનો રોષે ભરાયા, મન ઉપરનો કાબૂ ગુમાવી બેઠા, જે હાથમાં આવ્યું તે લઇને તૂટી પડયા. સામેથી ગોળીઓનો વરસાદ વરસ્યો, લોહીની નદી ચાલી. મોટા ભાગનું લોક જેમ આવ્યું તેમ ભાગ્યું, ગોળીઓ બમણા જોરથી છૂટી, મડદાંના ગંજ ખડકાયા, અર્ધા કલાકમાં પોલીસ સગર્વ ચાલી ગઈ!

આ ભીષણ હત્યાકાંડના સમાચારથી લોકોના દિલમાં લાહ્ય લાગી. જુવાનોના ગુસ્સાનો પાર ન રહ્યો. શહેરો ગામડાંઓ, નરમ

ગરમ આગેવાનો, જંગલવાસીઓ, જેણે જેણે ઉમારીનું નામ સાંભળ્યું હતું, જેણે જેણે દેશપ્રેમ અને આઝાદીનું નામ સાંભળ્યું હતું, એ બધા ગોરી સરકાર પર રીસે ભરાયા. એકેએક આફ્રિકનના દિલમાં થઈ ગયું: "આ જાલીમ સરકાર ન જોઈએ, આ હરામી સરકાર ન જોઈએ, આ નાપાક સરકાર ન જોઈએ."



## ૩૩

## અસહકાર

સરકારે માઝા મૂકી. પ્રજાને દબાવી દેવા એણે દમનનો કોરડો પૂરજોસમાં ચલાવ્યો. કૃષ્ણાને દેશનિકાલ કરી, આદમને ફાંસીએ લટકાવ્યો. જુવાનોની સંસ્થાઓને ગેરકાયદેસર ગણી વિખેરી નાખી. માત્ર કડપ બેસાડવા ખાતર, પ્રતિષ્ઠિત ગણાતા લોકો ઉપર ખોટાં આળ મૂકી, ભરબજારમાં એમને કોરડા ફટકાર્યા. આથી જનતાના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. લોકો અંદર અંદર ધુંધવાવા લાગ્યા: "આ શયતાની સરકારનું શું કરવું?

ઉમારીના સહચારીઓએ પોતાની ખાનગી બેઠક મેળવી. પ્રત્યેક થાણાના જુવાનો સલીમના રહેઠાણે આવી મળ્યા. છેક દારેસલામ અને ટબોરાના આવ્યા. મોશી અને ટાંગાના આવ્યા. કોઈ બાકી ન રહ્યો. સલીમે સૌની સંમતિથી શરતકુમાર અને બાના જુમ્માને ખાસ નિમંત્રણ મોકલ્યું હતું. બન્ને હાજર થયા હતા.

જુવાનોના મુખ પર રોષની છાયા હતી. સૌ ભીતરથી જળી રહ્યા હતા. ઉમારી અને કૃષ્ણામ્મા જતાં શું કરવું તે વિચારવા

એકઠા થયા હતા. ગરમાગરમ ચર્ચા ચાલતી હતી. કોઇ કહેતાઃ "બસ યાહોમ કૂદી પડો;" કોઇ કહેતાઃ "ત્રીજો હલ્લો થવો જ જોઇએ;" કોઈ કહેતાઃ "બાના ઉમારીના ખૂનીને ઠાર કરો." રાતના અગિયાર વાગે રીતસરની બેઠક મળી. બાના જુમ્માને સર્વાનુમતે પ્રમુખસ્થાને બેસાડયા.

ખાનગી ચર્ચાઓ ખુલ્લી રીતે થઇ. છેવટે પ્રમુખે કહ્યુંઃ

"તમારી બધી વાત મેં બરાબર સાંભળી છે. તમારો સરદાર ઉમારી મારો પ્રિય શિષ્ય હતો. તમારી આગેવાન કૃષ્ણામ્મા મારી પાસે ભણેલી હતી. તમે કોઇ મને ઓળખતા નથી. હું તો હિંદુસ્તાનમાં જઇને રહ્યો હતો. પણ તમને મારી વાતમાં વિશ્વાસ પડે તો મને અહીં રહેવા દેજો, નહિતર હું પાછો ચાલ્યો જઇશ. આપણા દેશમાં આપણું રાજ્ય સ્થાપવાનો સહેલામાં સહેલો રસ્તો મારી પાસે છે. એમાં આપણે દુશ્મનનું કે આપણું લોહી વહેવડાવવાની જરૂર નહિ પડે. તમે બધા ભણેલા છો, બુદ્ધિશાળી છો, જરા વિચાર તો કરો કે આપણાં જંગલોમાં કેટલી ફલસંપત્તિ ભરી છે ! અર્ધી દુનિયા આવીને વસે તો પણ ન ખૂટે. આપણે તો સિંહના સાથી જંગલમાં સ્વતંત્રપણે વિહરવાવાળા, આપણને શહેરોની ગુલામી શે ગમે? નકામા ગોરાના ફંદામાં ફસાઇને ત્યાં ગયાં. હવે આપણે એક જ કામ કરવાનું છે, અને તે બધાને જંગલનાં બોલાવી લેવાનું. એની મેળે અંગ્રેજો રસ્તે પડી જશે. એનું રાજ આપણા સાથ વિના પળવાર નહિ નભે. તમને મારી વાત ગળે ઊતરે તો હું તો કાલ સવારે જાહેરનામું બહાર પાડું કે 'જે સરકારે બાના હુસેન જેવા સાધુપુરુષને દેશપાર કર્યા, જેણે આપણા પ્રાણપ્રિય સરદાર બાના ઉમારીનો જાન લીધો, જેણે આદમ જેવા બહાદુર જુવાનને ફાંસીએ લટકાવ્યો, જેણે કૃષ્ણામ્મા જેવાં પરગજુ બહેનને દેશનિકાલ કર્યાં, અને જે સરકારે નૈરોબીની બજારમાં નિર્દોષનાં લોહી વહેવરાવ્યાં

એવી ચયતાની સરકાર સાથે સંબંધ રાખવો તે કાફરનું કામ છે. એની નોકરીઓ, એની નિશાળો છોડી, અદાલતોને લાત મારી સૌ જંગલમાં ચાલ્યાં આવોઃ અને સ્વતંત્ર થાઓ. મને ખાતરી છે કે અર્ધી આફ્રિકા તે જ ઘડીએ જંગલમાં વસી જાય.” બાના જુમ્મા શ્વાસ ખાવા રોકાયા. એમના શબ્દોની જાદુઈ અસર થઈ હતી. જુવાનો ઊંચે શ્વાસે સાંભળી રહ્યા હતા. એમણે આગળ ચલાવ્યું: “પરંતુ આ પહેલાં તમારે થોડુંક કામ કરવું પડશે. તમારામાંથી જે શહેરોમાં જઈ શકતા હો તેમણે ખાનગી રીતે નાતવાર અને મંડળોવાર ઠરાવો કરી રાખવા કે વખત આવ્યે સૌએ જંગલમાં નાસી જવાનું છે. મુખ્ય માણસોને આટલી વાત સમજાવવાનું કામ પણ તમારે માથે રહેશે. હું બુઢ્ઢો છું એટલે કદાચ મારી વાતમાં ઇતબાર મૂકતાં તમને વિચાર થઈ પડે! એટલે હવે શરત તમને બે શબ્દ કહેશે. એણે આપણો દેશ સ્વાધીન ન થાય ત્યાં સુધી વિદ્યાપીઠનું પાણી હરામ કર્યું છે, એ ઉપરથી તમે જાણી શકશો કે એને કેટલી ધગશ છે. ચાલો; શરત શરૂ કરો.”

શરતે તૂટીફૂટી સ્વાહિલીમાં જુસ્સાદાર ભાષણ કર્યું, જુવાનોનાં દિલને હચમચાવી નાખ્યાં. અસહકાર એ એક જ અકસીર ઇલાજ છે એવું સાબીત કરી દીધું, હિંસાથી મેળવેલું સ્વરાજ અંદર અંદર લડાવી મારશે એ વાતનો ઉલ્લેખ કર્યો અને છેવટે કહ્યું:

“શહેરોમાં વસનારા, કારખાનામાં કામ કરનારા, એ સરકારના હાથપગ છે; એ જંગલમાં ચાલ્યા આવે એટલે સરકાર મરેલી જ પડી છે. વળી જંગલમાં આપણને વરસ દિવસ દુઃખ જેવું લાગશે, પણ પછી આપણે જંગલે જંગલે ગ્રામપંચાયતો સ્થાપશું; શાળાઓ, દવાખાનાં, અદાલતો, બધું વ્યવસ્થિત ગોઠવી દેશું; ઘટાદાર છાયામાં મજાનાં નવાં ગામ વસાવશું; શહેરને ભૂલાવી દે તેવી સાહ્યબી કરશું; અને એવાં એ ગામોમાં રાતને પહેલે પહોરે બાના ઉમારી

અને કૃષ્ણુામ્માનાં લોકગીત અને રાસ તમે સાંભળશો ત્યારે તમને એમ થશે કે 'આ તો અણધાર્યું સ્વરાજ આવ્યું.' બસ, હવે અસહકારના જાહેરનામાને તમે સંમતિ આપો અને ઠરાવો કરાવવા ઊપડી જાઓ એટલી જ મારી અરજ છે. બોલો બાના ઉમારી?"

"ઝિન્દાબાદ!"

શરતના બોલની જુવાનો ઉપર ઊંડી અસર પડી. સૌએ બાના જુમ્માનો પ્રસ્તાવ એકમતે વધાવી લીધો.

બે માસમાં શહેરે શહેરમાં ઠરાવો થઈ ગયા, અસહકારનો દિવસ મુકરર થઇ ગયો, ફરમાન બહાર પડયું. જાણે રાહ જોઇને જ બેઠા હોય તેમ લોકોએ ચોવીસ કલાકમાં જંગલ વસાવી દીધાં.

હિંદીઓએ આફ્રિકનોના ઉપકારો યાદ કરી, એમની લડતને સક્રિય ટેકો આપવા સરકારી નોકરીમાં કોઇપણ હિંદીએ ન રહેવું એવો ઠરાવ કરી દીધો. છૂટા થએલા હિંદીઓને દેશમાં ન જવું હોય તો જંગલમાં રહેવા કરવાની વ્યવસ્થા કરી આપી.

*

નોકરશાહીને સમજણ પડી ત્યારે બાજી હાથ રહી નહોતી. એણે વિલાયત તાર કર્યા, જવાબ આવ્યો: "દમન કરો, જંગલીઓને જેર કરો." ગવર્નરોએ સામો ઉત્તર વાળ્યો: "લોકો બધા જંગલમાં ચાલ્યા ગયા છે, કોના ઉપર અમે દમન કરીએ? કોને અમે જેર કરીએ? નોકરો જતાં અમારા તો જાણે હાથપગ ગયા: ઘરમાં 'બોય' નથી, ઑફિસમાં પટાવાળો નથી, કારકૂન નથી, ટપાલમાં ટપાલી નથી, સ્ટેશન બધાં સૂનાં પડયાં છે, શું કરવું તે સૂઝતું નથી. ખાતરી ન થતી હોય તો જાતે આવીને જોઇ જાઓ."

વાંચીને વડા પ્રધાને કડકડતો કેબલ મોકલ્યો: "સમજાવટથી કામ લો, ભેદ પડાવો, ફોસલાવો; ગમે તેમ કરો, પણ જંગલમાંથી એમને પાછા બોલાવો."

ગવર્નરોએ જંગલોમાં પાદરીઓ મોકલ્યા. પાદરીઓ હડધૂત થઇને પાછા આવ્યા. માન મૂકીને, ગર્વ તજીને, અમલદારો મનાવવા ગયા, રખડી રવડીને વીલે મોઢે પાછા ફર્યા.

દિવસો ઉપર દિવસો વીત્યા, મહિનાઓ ઉપર મહિનાઓ ચાલ્યા. કોઈ પાછા આવ્યા નહિ. શહેરો જાણે ખાવા ધાય છે. કારખાનાંને કાટ ચડયો, સિગારેટ ને કેરોસીન, કાપડ કે તમ્બાકુ બધું વપરાતું બંધ થયું. દુનિયાના વેપાર ભાંગી પડયા, અમેરિકન બજાર તૂટી ગયાં. જાપાનીઓ રાતે પાણીએ રોયા, પરદેશી મૂડીદારોએ કારખાનાંને લીલામમાં મૂકયાં, પાણીને મૂલે વેચવા માંડયાં. લક્ષ્મીદાસ અને મથુરચંદ, સ્માર્ટ અને એન્ડર્સન જેવા આફ્રિકન હિતમાં રાચનારાઓએ કારખાનાં ખરીદી લીધાં. એક પછી એક વિદેશી વેપારીઓ ઘર ભેગા થવા લાગ્યા. ગણ્યા ગાંઠયા માણસો રહ્યા. દેશપરદેશનાં છાપાંના પ્રતિનિધિઓ, ગવર્નરો અને મુઠ્ઠીભર અમલદારો ઉજ્જડ ગામમાં રહી ગયા.

ગવર્નરોને ખાતરી થઈ કે હવે રાજ નહિ ચાલે, હવે કારી નહિ ફાવે, એટલે એમણે છેલ્લો પાસો નાખ્યો. લક્ષ્મીદાસ વગેરે ચારપાંચ માણસોને બંગલે બોલાવ્યા.

"આમાં આગેવાન કોણ છે? એનાં નામ કોઈ જાણો છો?" ગવર્નરે પૂછયું.

"હું જાણું છું પણ નામ ન આપું" લક્ષ્મીદાસે કહ્યું.

"એમ તો મને ખબર છે. એ નામ ખરાં હશે કે કેમ તે શંકા છે. પણ નામનું મારે કામ નથી. તમે જઇને એ લોકોને સમજાવો. આ રીતે બિચારા લોકો હેરાન પરેશાન થઈ જશે. એમને શું જોઇએ છીએ, કેવા હક જોઇએ છીએ, એ કાંઈ કહેતા નથી; વાતચીત કર્યા વિના ખબર કેમ પડે?" ગવર્નરે લાગણીનો કૃત્રિમ ઝરો વહેતો મૂકયો.

"અમે સમજાવવા જવા તૈયાર છીએ, પરંતુ એ લોકો માનશે નહિ."

"તમે પ્રયત્ન તો કરી જુઓ. એક આખી પ્રજાનું હિત થતું હોય તો આપણે શા માટે પ્રયત્ન ન કરવો?" વિલાયતી વાણિયે કરામત કરવા માંડી.

"તો અમે કાલે જઇએ, કેમ દાક્તર સાહેબ?"

"મને વાંધો નથી, આ બધા ભાઈઓ તૈયાર હોય તો!"

બધા સંમત થયા. બીજે દિવસ જવાનું ઠરાવી ઊઠયા. ઊઠતાં ઊઠતાં ગવર્નરે હેતથી કહ્યું: "જુઓ, એમને સારી રીતે સમજાવજો. અમારા દિલમાં એમના પ્રત્યે વેર નથી. ભલે અમારા માણસો મારી નાખ્યા, કેદ કર્યા. એમનો જે આગેવાન હોય તેને મારા નામથી કહેજો કે હું તો એટલે સુધી તૈયાર છું કે એ લોકો જો કહે તો હુસેન, મામુદ અને કૃષ્ણામ્મા બધાંને છોડી મૂકું. આ ત્રણ લોકો મૂળ લડત શરૂ કરનાર છેઃ ખરા આગેવાન છે. એમની સાથે મસલત કરીને જવાબ દેવો હોય તો એમ કરવા પણ હું રાજી છું." ગવર્નરે ઉદારતાની હદ વટાવી.



## ૩૪

# જેમાં અંગ્રેજ સરકાર પશ્ચાત્તાપ સાથે રાજગાદી છોડે છે.

"**આ** સામા જુમ્બામાં શરતકુમાર રહે છે." લક્ષ્મીદાસે આંગળી ચિંધીને સાથીઓને કહ્યું.

એ જ વખતે શરત ઝરણા ઉપરથી નાહીને આવતો દેખાયો. ગૌરવર્ણા શરીર ઉપર ભીના વાળમાંથી મોતી ટપકતાં હતાં. એનો ધીરગંભીર પ્રતિભાશાળી ચહેરો સામાના દિલમાં માન અને પ્રેમ ઉપજાવતો. ઘડીભર લક્ષ્મીદાસ વગેરે પ્રશંસાપૂર્ણ નજરે શરતને જોઇ રહ્યા. એમને થયું કે આટલી સુકુમાર વયમાં શરતે પૂર્વઆફ્રિકા ધ્રુજાવ્યો, ગવર્નરોને મહાત કર્યા, પરદેશી પ્રજાનાં દિલ જીતી લીધાં. શરત નજીક આવ્યો એટલે સૌએ ટોપી ઉતારી સલામ કર્યા, શરતે નમ્રતાથી સામા હાથ જોડયા. મહેમાનો માટે સાદડીઓ બિછાવી, કેળાં અને પાણી મૂકયાં; પોતે જલદી કપડાં મૂકવી આવીને સાદડીને છેડે બેઠો. પાસેની ઝૂંપડીમાંથી બાના જુમ્મા આવીને બેઠા. મહેમાનો બૂટવાળા પગ લટકતા રાખી સાદડી પર બેઠા.

"શરતકુમાર, કેનિયાના ગવર્નરે અમને આપની અને બાના જુમ્માની પાસે મોકલ્યા છે." લક્ષ્મીદાસે વાત શરૂ કરી.

"ઠીક." શરતે તટસ્થ ભાવથી કહ્યું.

"ગવર્નર કહેવરાવે છે કે એ લોકોને શું જોઇએ છીએ, શા માટે જંગલમાં ચાલ્યા ગયા છે. કોના ડરથી બહાર આવતા નથી? અમારી સાથે કોઇ વાતચીત કરે તો કાંઇક ખબર પડે ને?"

"આ લોકોની એક જ માગણી છે. ગવર્નરોએ આફ્રિકાનો કિનારો છોડી ચાલ્યા જવું." શરતે સીધી વાત કરી.

"તમે એમ છેલ્લે પાટલે ન જાઓ. ગવર્નર બહુ સહૃદયતાથી આ બાબતમાં તમારી અને બાના જુમ્માની મદદ માગે છે, લોકો માંગે તેવા સુધારા આપવા તેઓ તૈયાર છે" મિ. સ્માર્ટ બોલ્યા.

"તમે નકામા ફીફાં ખાંડો છો. આફ્રિકામાં આફ્રિકનો રાજ કરે, અંગ્રેજ ઇંગ્લાંડમાં કરે, જેમ હિંદી હિંદમાં કરે છે. એમાં સુધારાની વાત ક્યાં આવી?" શરતે ટૂંકું પતાવવા કહ્યું.

"ગવર્નર પણ એમ જ કહે છે. બધી સત્તા આફ્રિકાવાસીના હાથમાં, અંગ્રેજ માત્ર સલાહકાર તરીકે રહે." એક અજાણ્યા ગૃહસ્થ બોલ્યા.

"તમે વાટાઘાટ કરવા આવ્યા છો? અમારે વાટાઘાટ નથી કરવી." શરતે કહ્યું. "અને આવી બાબતમાં અમને લાંબી લપ પસંદ નથી. પરદેશીઓ પોતાને દેશ જાય. અહીંના વતની જે કરવું હશે તે કરશે."

શરત ઉતાવળિયો જુવાન છે માની મિ. સ્માર્ટે એક વધુ પ્રયત્ન કર્યો: "જુઓ બાના જુમ્મા, ગમે તેવા તોપણ શરતકુમાર પરદેશી છે. તમે હજી ગઈ કાલ સુધી પરદેશમાં હતા. આ બાબતમાં લડત શરૂ કરનાર બાના હુસેન, કૃષ્ણામ્મા, મામુદ વગેરે લોકો વધારે જાણે, એમણે શા માટે લડત શરૂ કરી તે જાણવું જોઈએ. અત્યારે એ લોકો સાથે મસલત કરવાની જરૂર લાગતી હોય તો ગવર્નર એમને છોડવા તૈયાર છે."

"અમારે કોઈને મળવાની જરૂર નથી. એ બધાનો અભિપ્રાય સ્પષ્ટ છે. શહીદ બાના ઉમારીએ ખુલ્લા શબ્દોમાં જગત આખાને જણાવી દીધું છે કે 'આ લડત પૂર્વ આફ્રિકામાં પ્રજાસત્તાક સ્થાપવા માટે ઉપાડી છે.' પરદેશીઓને વેપાર કરવા માટે રહેવા દેવા કે

કેમ એ પણ આફ્રિકનોની મરજીની વાત છે. ગવર્નરને કહી દેજો: ડાહ્યા થઈને વેળાસર ઘર ભેગા થઈ જાય.” શરતે છેવટની વાત કરી નાખી.

સૌનાં મોઢાં બંધ થયાં. બાના જુમ્માની મૂંગી સંમતિ સ્પષ્ટ જણાઈ આવતી હતી. શરત અને બાના જુમ્માને સલામ કરી બધા પાછા ફર્યા.

*

બ્રિટનના બેકાર મજૂરો પાર્લામેન્ટને છાપરે પથ્થર નાખે છે, એ વખતે નૈરોબીથી સ્નાનના સમાચાર આવ્યા. “બધા પ્રયત્ન નિષ્ફળ નિવડયા છે.” વાંચીને સૌ વિમાસણમાં પડયા, રાજકર્તાના હાથ હેઠા પડયા, અસહકારે એમને તોબા પોકરાવી, અસહકારે એમના સાંધા ઢીલા કર્યા. અસહકારે એનું રાજતંત્ર અટકી પડયું, એનો રોટલો તૂટી ગયો. સદાય ઊંચી ટંગડી રાખનારાની મૂછ, અસહકારે સાત વાર નીચી કરાવી.

આફ્રિકાને પૂર્ણ સ્વાતંત્ર્ય આપવાનું જાહેરનામું પાર્લામેન્ટે એકમતે પસાર કર્યું. જાહેરનામાના નીચેના શબ્દો વાંચીને જગત આખું વિસ્મિત થયું.

> “ આથી અમે જગતભરનાં પ્રજાસત્તાક અને સ્વતંત્ર રાજ્યોને જાહેર કરીએ છીએ કે પૂર્વ આફ્રિકાની પ્રજાના હકની લડત વ્યાજબી અને સકારણ હતી. હરેક રાષ્ટ્રને પોતાનું રાજ્ય ચલાવવાનો સંપૂર્ણ હક્ક હોય છે. એ હક્ક આજે અમે એ બહાદૂર અને ટેકીલી પ્રજાને આપીએ છીએ. આજથી અમે પૂર્વ આફ્રિકા ઉપરનો અમારો તમામ હક્ક સહર્ષ ઉઠાવી લઈએ છીએ.
>
> “સાથોસાથ અમે નિખાલસપણે અમારો અનુભવ જગતસમક્ષ રજૂ કરવાની આ તક લઈએ છીએ. અમે

સેંકડો વરસ પરપ્રજા પર રાજ્ય કર્યું, હિંદુસ્તાન જેવા દેશ ઉપર દોઢસો વર્ષ સુધી અમે યુનિયન જેક ફરકાવ્યો, કેનેડા અને આયર્લેંડ પણ એક દિવસ બ્રિટિશ મહારાજ્યનાં અંગ હતાં, પરંતુ આજે અમારે અત્યંત દિલગીરી સાથે કબૂલ કરવું પડે છે કે એ દેશોને પગ તળે દબાવવા જતાં, અમે જ એમના પગ તળે દબાયા, એ દેશોને પરાધીન બનાવવા જતાં અમે જ પરાધીન બની ગયા, એ દેશોને પરાવલંબી બનાવવા જતાં અમે જ પરાવલંબી બન્યા. અને એ દેશોને ગુલામ રાખવા માટે અમે જે ભયંકર ગુનાઓ કર્યા છે, તેને એક તરફ રાખીએ તોપણ, સરવાળે અમારે ભાગે પશ્ચાત્તાપ અને ક્લેશ જ રહ્યાં છે.

"અને અમારા આ અચૂક અનુભવ ઉપરથી ધડો લઇ પરપ્રજા ઉપર શિકારી નજર ફેલાવતાં રાષ્ટ્રો ચેતી જશે તો તે પશ્ચાત્તાપનાં ઊનાં આંસુ અને રાષ્ટ્રવિઘાતક ક્લેશમાંથી ઊગરી જશે.

"વિશ્વપ્રેમી જીસસ માનવહૃદયમાં બંધુભાવ પ્રેરો!"



# ૩૫

# વિજય-મહોત્સવ

જંગલે જંગલે અને જુમ્મે જુમ્મે ખુશખબર ફરી વળ્યા: "અંગ્રેજોએ રાજગાદી છોડી છે. બાના હુસેન, કૃષ્ણમ્મા, માસુદ વગેરે છૂટીને નૈરોબી આવી ગયા છે, આવતા શુક્રવારે નૈરોબીમાં આઝાદ મહોત્સવ ઊજવાશે."

સાંભળીને લોકો પાગલ બની ગયા. હાથમાં જે આવ્યું તે લઈ નાચવા લાગ્યા. સ્ત્રીઓ અને પુરુષો, બાળક અને બુઢ્ઢા, ગોમો * કરવા માંડયા. ખાવાપીવાનું ભાન ન રહ્યું. બાના ઉમારીનાં ગીત ગાવા લાગ્યા. સામાન ઉપાડી શહેરો તરફ ચાલી નીકળ્યા.

ગુરુવાર સાંજ સુધીમાં શહેરો ને ગામડાંઓ ફરી વસી ગયાં. ઘેર ઘેર ધજા-પતાકાઓ ફરકી, રસ્તાઓ ઉપર પાણી છંટાઈ ગયાં. નૈરોબીની બજારમાં ચાલવાનો માર્ગ ન રહ્યો.

શરત અને બાના જુમ્મા નૈરોબી આવ્યા. બાના હુસેન અને કૃષ્ણાને હેતથી ભેટયા. આનંદનો પાર ન હતો. મહોત્સવની તૈયારીઓ માંડી. શરતે પહેલું નિમંત્રણ દેશ જતા ગવર્નરોને આપ્યું. અમેરિકન પ્રજાસંઘ, દક્ષિણ અમેરિકન પ્રજાસભા, યુરોપનાં સર્વ રાષ્ટ્રો, ચીન અને જાપાન, તુર્કસ્તાન અને અફઘાનિસ્તાન, અરબસ્તાન અને ઇરાન, ઇજીપ્ત અને હિંદુસ્તાન સર્વ સ્થળે નિમંત્રણો પાઠવ્યાં. કોઈ રાષ્ટ્ર બાકી ન રહ્યું.

---

* નાચ

આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠને ખાસ આમંત્રણ મોકલવામાં આવ્યું. વિદ્યાપીઠના જૂના નવા વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને દુનિયાના ગમે તે ખૂણામાં હોય ત્યાંથી આવી પહોંચવા લખી નાખ્યું.

પૂર્વે કદી નહિ ઉજવાએલો એવો મહોત્સવ આફ્રિકાને આંગણે નૈરોબીમાં શરૂ થયો. સભામંડપને શણગારવામાં કલારસિક કલાધરોએ પોતાની બધી મૂડી ખર્ચી નાખી, પણ દુર્યોધનના ધનભંડાર માફક જેમ ખર્ચતા ગયા તેમ એ મૂડી વધતી ગઇ. કલાસૃષ્ટિનું ત્યાં પ્રદર્શન ભરાયું. ભોજનાલયમાં પણ કલાધરોનો હાથ દેખાઇ આવતો હતો. ભોજનની વાનીઓ આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠનાં દેશવિદેશથી આવેલાં ભાઈબહેનોએ બનાવી હતી, એટલે એની વિવિધતા ઓર હતી. દુનિયાના રીતરિવાજોનું સંમેલન થયું હતું, જગતભરની સંસ્કૃતિની જાણે પરિષદ ભરાઇ હતી. ભવ્ય સભાસ્થાન સુશોભિત ચીજો વિના પણ દીપતું હતું.

પ્રાતઃકાળથી મંડપની હવા ધૂપથી પવિત્ર થવા લાગી. એક ખૂણામાંથી આવતા સંગીતના મધુરા તાનથી વાતાવરણમાં પ્રસન્નતા પુરાઇ.

ધીરે ધીરે લોકો આવવા લાગ્યા. સ્વચ્છ અને સાદાં વસ્ત્રો સૌ સૌના દેશનાં ખાસિયત બતાવતાં હતાં. એકબીજાનાં કાનમાં બોલતા હોય તેમ અવાજ વિના સૌ વાતો કરતા હતા. લોકો આવતા ગયા તેમ, હારબંધ વ્યવસ્થિત ગોઠવાતા ગયા. થોડી વારમાં મંડપ ચિકાર ભરાઈ ગયો. જગતનો કોઇપણ દેશ બાકી ન હતો.

વ્યાસપીઠ ઉપર જગતનાં રાષ્ટ્રોના પ્રતિનિધિઓ, દેશ સીધાવતા ગવર્નરો અને બીજા જાણીતા માનીતા લોકો હતા. બાના હુસેન અને કૃષ્ણામ્મા, બાના જુમ્મા અને શરતકુમાર, માસુદ, સલીમ અને કાસીમ, જિતેંદ્રનાથ અને વાસંતીદેવી, શાહ આલમશાહ

અને યાકુબખાન, સાલીમપાશા અને શેરખાન વગેરે આવી પહોંચ્યા હતા.

વ્યાસપીઠથી સહેજ ઊંચું ઉમારીનું આરસનું પૂતળું મૂકવામાં આવ્યું હતું.

સંગીતથી કામકાજની શરૂઆત થઇ. સંગીત પૂરું થતાં જ મામુદ ઊઠયો. આવેલા અતિથિઓનો આભાર માની એણે સ્વાતંત્ર્યનું જાહેરનામું વાંચી સંભળાવ્યું. ત્યારબાદ પૂર્વ આફ્રિકન પ્રજાસત્તાકના હોદ્દેદારોનાં નામ જાહેર થયાં. બાના જુમ્મા પ્રમુખ, સલીમ સેનાપતિ, મામુદ પરરાષ્ટ્ર મંત્રી, કાસીમ ગૃહસચિવ અને બીજા હોદ્દેદારોનાં નામ બોલી મામુદ બેઠો. સભાજનોએ તાળીઓના અવાજે મંજૂરી આપી. નૈરોબીનું નામ ઉમારી–મજિની રાખવાનું જાહેર થયું.

બાના જુમ્માએ પ્રમુખપદનો સ્વીકાર કરતાં કહ્યું:

"પ્રમુખપદનો અધિકારી ઉમારી હતો. અત્યારે કોઇ હોય તો ઉમારી સાથે રાત–દિવસ ઘૂમી દેશનિકાલ થનાર કૃષ્ણા છે. મેં એને ઘણો આગ્રહ કર્યો, બાના હુસેને પણ ઘણું કહ્યું, પણ 'પ્રજાસત્તાકનો પ્રમુખ પરદેશી ન હોઈ શકે' કહી એણે ઇન્કાર કર્યો. હું વયોવૃદ્ધ છું. આજ સુધી મારું કામ શરત કરતો આવ્યો છે, હવે આજથી મારી બીજી પાંખ કૃષ્ણા થશે એવી આશા રાખું છું. આ બન્ને પાસેથી ત્રણ વરસ આફ્રિકામાં રહેવાનું મેં વચન લઇ લીધું છે."

વાસંતીદેવીએ ઉમારીને અંજલિ આપતાં સભામંડપને આંસુ પડાવ્યાં, કૃષ્ણાને માટે બે વેણ કહી એણે શરતની પ્રશંસા કરી: "શરતકુમારે પોતાની પ્રતિજ્ઞા આજે પૂર્ણ કરી છે, જગતભરમાં અહિંસાને બળે શાંતિ સ્થાપવામાં એણે પોતાનો ફાળો નોંધાવ્યો

છે. જે કામ પચાસ વરસથી વિશ્વરાષ્ટ્રસંઘ નથી કરી શક્યો, તે કામ એક દેશપૂરતું શરતે પાર પાડ્યું છે. એને આપણાં અભિનંદન હો."

શરત ઊઠયો. ગવર્નરોને માટે વિદાયના બે બોલ કહી એણે ઉમેર્યું: "દોઢ વરસ પહેલાં જિતેંદ્રનાથ ઠાકુરના એક અહિંસક પ્રવચનનો મેં સખત વિરોધ કર્યો હતો. આજે મને ખાતરી થઇ છે કે અહિંસાની અમોઘ શક્તિ રાષ્ટ્રના નબળામાં નબળા માનવીને પણ સબળ અને સ્વતંત્ર બનાવે છે. અને એમાં જ રાષ્ટ્રની સાચી સ્વાધીનતા છે.

"મેં બાના જુમ્માના આગ્રહને વશ થઇને અહીં રહેવાનું સ્વીકાર્યું છે. આજે પાશ્ચાત્ય સંસ્કૃતિના લગભગ સઘળા પ્રતિનિધિ બંધુઓ અહીં હાજર છે. એ વખતે મારું અહીં હાજર રહેવાનું મુખ્ય કારણ હું તમને જણાવી દઉં. મારા આફ્રિકાવાસ દરમિયાન હું એવી જગ્યાએ હતો જ્યાં મશીનોનો ખળભળાટ ન હતો, વીજળીની આંખઅંજામણી બત્તીઓ નહોતી, મજૂરોનાં લોહી ચૂસનારાં રાક્ષસી કારખાનાં નહોતાં. મારી આસપાસ વસતાં કુટુંબીઓનું શાંત અને સંતોષી જીવન જોઇને મને લાગ્યું કે આ લોકો ફરી પાછા પાશ્ચાત્ય સંસ્કૃતિની જાળમાં ન ફસાય એ માટે મારે પ્રયત્ન કરવો જોઇએ. જગતને આજે ગુંગળાવી રહેલા યંત્રવાદનો ઘોંઘાટ શમાવવા માટે મારી જિંદગીનાં અણમૂલાં વર્ષો ખર્ચવાં જોઇએ. જો મારા અહીં રહેવાથી ફરીવાર આ લોકોનાં જીવન યંત્રમાં રહેંસાવાને બદલે મુક્ત અને ખુશનુમા રહેતાં હોય તો મારું રહેવું સાર્થ છે.

"અને તમને સ્વાતંત્ર્યના પ્રેમીઓને એ પણ જણાવી દઉં કે જ્યાં સુધી કારખાનાં હસ્તી ધરાવે છે ત્યાં સુધી મજૂરોને ખરી સ્વતંત્રતા મળી છે એમ મારું મન કબૂલ કરતું નથી."

શરદ બેઠો, સંગીત ચાલ્યું અને ભારે હર્ષનાદ વચ્ચે સભા વિસર્જન થઈ.

*

બીજે દિવસ મહેમાનો દેશ જવા તૈયાર થયાં. જિતેંદ્રનાથ અને વાસંતીદેવી બાના જુમ્માને નમસ્કાર કરી વિમાન પાસે આવ્યાં. કૃષ્ણામ્માને પ્રેમથી મળ્યાં. શરતે વાસંતીદેવીને નીચા વળી નમન કર્યું. વાસંતીએ ભાવભીના આશીર્વાદ દીધાઃ "જગતની હિંસાથી રીબાતી પ્રજાઓને અહિંસક શક્તિનું ભાન કરાવવા ચિરકાળ જીવજે."

*

અને ઊગતા સૂર્યનું આતિથ્ય સ્વીકારવા જતાં હોય તેવાં એ વિમાન આકાશમાર્ગે ઊંચે ને ઊંચે ચડવા લાગ્યાં.





